100 'પ્રગતિ' પત્રનું ભેટ પુસ્તક

# શહીદોની શહાદત

—: સંપાદકો :—

જશવંત મ. દાણી

દિવાન ટી. રાવલ





—: પ્રકાશકો :—

બુધાલાલ લ. શાહ

કાનજીભાઈ લ. પટેલ

જયહિંદ પબ્લીસીટી કું. ઊંઝા.

[ ઉ. ગુજરાત ]

# અર્પણ પત્રિકા



अुनका याहमें नीन्होंने अपन
सुनसे हिंदुस्तानके वागोंका सांचा

—मौलाना आझा





| પ્રકાશક | પ્રકાશન વા | મુ ૪ |
|---|---|---|
| જયહિંદ પબ્લીસીટી કું | ૨૬-૧-૧ ૫૩ | ધી ગુજરાત પ્રીન્ટરી |
| ૯ના (ઉ ગુ) | પ્રથમાવૃત્તિ | ગાળા (ઉ ગુ) |

# સંપાદકની નોંધ .. ....

ભારતની મુક્તિ માટે મહાત્મા ગાંધીજીએ જનતામાં વીરવાણી દ્વારા તમન્ના જગાડી અને 'करेंगे या मरेंगे' નો મંત્ર આપ્યો. ૮ મી ઓગષ્ટ ૧૯૪૨ ના રોજ મુંબઈમાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક મળી તેમાં ભારતને સ્વરાજ મળવું જોઈએ અને જો તેમ ન થાય તો સત્યાગ્રહના મંડાણ શરૂ કરવા, તેવો નિર્ણય લેવાયો. પરંતુ કોઈ પણ પગલું ભરતા પહેલા વાઈસરોયને મળી આ અંગે વાટાઘાટ કરવી અને જો તેમાં સફળતા ન મળે તો પછી સવિનયની લડત શરૂ કરવી એમ નક્કી થયું પરંતુ મહાસમિતિની બેઠક પુરી થય તે પહેલાજ ૯ મી ઓગષ્ટની વહેલી સવારે પૂ. ગાંધીજી, સરદાર વલ્લભભાઈ, જવાહરલાલ નહેરૂ, આઝાદ વ. અગ્રગણ્ય આગેવાનોને પકડી અજાણ્યા સ્થળે મોકલી દેવામાં આવ્યા. આ પગલું ભરવામાં બ્રિટીશ સરકારનું માનવું એવું હતું કે જો આગેવાનો બહાર નહિ હોય તો લડત શરૂ થશે નહિ. પરંતુ આ માન્યતા ખોટી પડી. આગેવાનોની ધરપકડના સમાચાર ગામડે ગામડે અને શહેરે શહેરે વાયુ વેગે પહોંચી ગયા. જનતાએ મહાત્માજીના આદેશાનુસાર 'करेंगे या मरेंगे' સૂત્ર અપનાવી લડત શરૂ કરી અને સ્થળે સ્થળે બ્રિટીશ સરકારના તંત્ર સામે હડતાળો પાડી, સરઘસો કાઢયા અને સભાઓ ભરી. આમ જનતાએ પૂરજોશમાં સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ કર્યો. બ્રિટીશ સરકાર હચમચી ઉઠી અને જનતાની લડતને કચડવા માટે લાઠી માર કર્યો, ટીયર ગેસ છોડયા, બંદુકો અને મશીનગનો ચલાવી, આગેવાનોને જેલમાં પૂરી દીધા-નજરકેદ કર્યા, વર્તમાનપત્રોની સ્વતંત્રતા પર તરાપ મારી, છાશવારે વટહુકમો બહાર પાડયા, અમાનુષ્ઠ પર સીતમોની ઝડીઓ વરસાવી—હુકમો વ જનતાને દબાવી દેવા બધું જ કરી છૂટયા પણ જનતા ન ડગી. જનતાને

આઝાદીની મર્ઝીલે પહોંચવાની નેમ હતી. 'करेंगे या मरेंगे'– સૂત્રને અપનાવ્યુ હતુ એટલે જનતાએ પણ સ્વાતંત્ર્ય સંગ્રામ જાગી ગયો.

શરૂઆતમાં અહિંસક રીતે લડત આગેકૂચ કરી રહી હતી પણ બ્રિટીશ સરકારે વધુને વધુ કડક પગલાં ભર્યાં તેમ જનતાનો થોડો ભાગ ગુસ્સે થઈને હિંસાભણી વળ્યો અને તારના દોરડા કાપ્યા, રેલ્વેના પાટા ઉખેડ્યા, સરકારી તિજોરીઓ લૂટી, દફતરો બાળ્યા, અમલદારો પર હુમલા થયા, સરકારી મકાનોને જલાવી દીધા, થાણા અને કચેરીનો કબ્જો લીધો, અને સરકારી મકાનો પર પ્રાણથી પ્યારા ત્રિરંગી રાષ્ટ્રધ્વજને ફરકાવવા જાનની કુરબાનીઓ આપવા સુધી તત્પર બન્યા પ્રજાના પૂર આગળ બ્રિટીશ સરકારને નમવુ પડ્યુ આગેવાનોને છોડી મૂક્યા. ફરીથી મંત્રણાઓ શરૂ થઈ અને છેવટે ૧૫ મી ઓગષ્ટ ૧૯૪૭ ના દિવસે ભારતમાં સ્વરાજ્યનો સૂર્યોદય થયો.

પૂ. ગાંધીજીના આદેશાનુસાર શરૂ થયેલો સંગ્રામ સફળ થયો અને આપણે સ્વતંત્ર ભારતના નાગરિક બન્યા આ સ્વાતંત્ર્ય યજ્ઞ' માં અનેક નામી, અનામી સપૂતોએ પોતાના મહામૂલા જીવનના બલિદાન દીધા. આવા નામી અનામી શહીદવીરોની ગૌરવગાથા ભારતની ભાવિ જનતાને દીવાદાંડી રૂપ બને તે શુભ ઉદ્દેશથી અમોએ મહાગુજરાતના શહીદોના સચિત્ર જીવન ચરિત્રો અને શહાદતના પ્રસંગોની માહિતી પુસ્તક રૂપે પ્રગટ કરવાનો વિચાર કર્યો અને તે અંગે માહિતીઓ એકઠી પણ કરી. અને આ રીતે અમારાથી બની શકી અને અને અમોને મળી શકી, તેટલી માહિતી 'શહીદોની શહાદત' નામે પુસ્તકમાં આપવાનો પ્રયાસ કર્યો છે. આ વિગતો અને ફોટાઓ ચોકસ મેળવવામાં ઘણો વખત લાગ્યો તેથી પુસ્તક

ધાર્યા કરતા ઘણું જ મોડું જનતા સમક્ષ રજુ કરી શકયા છીએ

આ પુસ્તક માટે અમોને જુદા જુદા શહીદવીરોની માહિતી, ફોટાઓ, બ્લોકસ અને વિગતો પૂરી પાડવામા નીચેના ભાઇઓનો સહકાર અને સૂચનો ન હોત તો કદાચ આ પુસ્તક પ્રગટ કરી શકત કે કેમ તે એક શંકા બનત. માટે પુસ્તક પ્રગટ કરવાનો ખરો યશ તો નીચેના ભાઈઓને ઘટે છે.

અડાસ કેસની માહિતી માટે સૂચનો અને પ્રેરણા આપવા બદલ ભરૂચના સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી શ્રી મોતીલાલ વીણાના, કરાડી-મટવાડના શહાદતની વિગતો મોકલી આપવા અંગે સમાજવાદી કાયકર શ્રી હનુમતરાય દેસાઇ અને શ્રી ભારત વિદ્યાલય-કરાડીના, કિશોર શહીદવીર શિરીષકુમારના જીવન ચરિત્રનુ સંપાદન કરવા બદલ તથા બીજા સૂચનો આપવા અંગે અમર-ગાન પ્રકાશ ગ્રંથમાળાના સંપાદક શ્રી હર્ષદભાઇ પટેલ (ભરૂચ) ના, ડાકોર અને નડિયાદની શહાદતની વિગતો અને ફોટાઓ આપવા બદલ ખેડા જીલ્લા કોંગ્રેસ સમિતિ અને દાસના તાલુકા કોંગ્રેસ સમિતિના ગ મંત્રીશ્રીઓના, સૂરતના શહીદવીરોની માહિતી પૂરી પાડવા બદલ અખિલ ગૂજરાત વિદ્યાર્થી કોંગ્રેસના માજીમંત્રીશ્રી પોપટલાલ વ્યાસના, અમદાવાદની શહાદતની માહિતી અને બ્લોકસ આપવા અંગે માડવીની પોળ સેનાસંઘ -અમદાવાદના તથા તેના મંત્રીશ્રી કૃષ્ણવદન જોષીના, નાડીગામના શહીદવીર નારણભાઇની માહિતી આપવા બદલ રા. કે. ટી. શુકલના, વિસનગરના શહીદવીરની હકીકત બદલ રા. ભાસ્કરભાઈ ઉનાણકરના, શહીદવીર તુલશીદાસ મોદીની જીવન માહિતી અને સૂચનાઓ આપનાર શ્રી નટવરલાલ મોદી (વાડાસિનોર) ના શહીદવીર મનુભાઇની વિગતો બદલ શ્રી ગવરી-ભાઈ મુનદાસભાઇ પટેલ (ચકલાસીવાળા) ના તથા શહીદવીરો

શ્રી મોહનભાઇ અને ગુણવંતલાલની માહિતી પૂરી પાડવા બદલ 'ઉષા' સમાચાર (અંતરસુંબા)ના તથા તેના સંચાલકોના અને આ ઈમના ફોટાઓ મોકલી આપવા બદલ શ્રી મનહરલાલ શાહની (નડીઆદવાળા)ના, 'શહીદોનો સંદેશો' ના કાવ્ય બદલ શ્રી દેવશંકર મહેતા (વિસનગરના)ના, શહીદને વંદના—કાવ્ય બદલ શ્રી રસિકકુમાર બી. જોશી (શ્રીયોગ)-વિજાપુર વાળાના અમો ઘણાજ ઋણી છીએ

કેટલાક શહીદવીરોના જીવનચરિત્રો વિસ્તૃત રીતે લખવામાં પોતાના કિંમતી સમયનો ભોગ આપી સહકાર આપવા બદલ શ્રી માધવલાલ ભીખાભાઇ મોદી (ઊંઝા)નો પણ અત્રે અમો આભાર પ્રદર્શિત કરીએ તો અસ્થાને નહિ જ ગણાય

ઉપરાંત અમોને આ કાર્યમાં સૂચનો અને પ્રોત્સાહન આપવા બદલ શ્રી અરૂણકુમાર પટેલ (સુધાન), શ્રી જયંતકુમાર હીરાલાલ દવે (અમદાવાદ), શ્રી હરીલાલ ખંભોળજા (અમદાવાદ) શ્રી નિખુશભાઇ (મટવાડ), શ્રી ગોમાભાઇ પટેલ (મટવાડ) શ્રી ચંદુલાલ જે રાવલ (સુરત) શ્રી ભોગીલાલ ન. શાહ (ઊંઝા), શ્રી ધનવંતભાઇ વીણ (અમદાવાદ) શ્રી નરેન્દ્રકુમાર મહીડા તથા બીજા ભાઇઓ કે જેઓના નામ સરત ચૂકથી લખવા રહી જવા પામ્યા હોય તો તે સર્વનો અત્રે આભાર માનીએ છીએ

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇએ પોતાના કિંમતી સમયનો ભોગ આપીને આ પુસ્તકનો ટુંકો પણ પ્રેરણાત્મક 'બે બોલ' લખી આપ્યા છે તે બદલ અમો તેઓના આભારી છીએ

સૌરાષ્ટ્ર સરકારના કેળવણી ખાતા તરફથી પરિપત્ર નં ઈ/૧-૪૭/૧૫૦ તા ૯-૭-૫૭ થી આ પુસ્તકને સૌરાષ્ટ્રની શિક્ષણ સંસ્થાઓ, શાળાઓ તથા જાહેર પુસ્તકાલયો માટે માન્ય

કરવામા આવ્યુ છે, તે બદલ સૌરાષ્ટ્ર સરકારનો અને ગ વિદ્યાધિકારી શ્રી વૃજલાલ મહેતા સા નો પણ અમો અત્રે આભાર માનીએ છીએ

અમારા આ કાર્યને હાલના આર્થિક મદીના સમયમા જાહેરખબરો આપી સહકાર આપ્યો છે તે બદલ જા × ખ. આપનાર વેપારી મધુઓ અને સ સ્થાઓનો પણ અમો આભાર માનીએ છીએ

આ પુસ્તકમા અનેક ત્રુટિઓ રહી જવા સભવ છે. તો તે અગે માહિતી પૂરી પાડનાર ભાઈઓને દોષપાત્ર ન ગણતા સપાદકોનેજ દોષપાત્ર ગણી અને તે તરફ અમારુ ધ્યાન દોરશો જેથી બીજી આવૃત્તિમા તેનો અમલ કરી શકીએ

અતમા માભોમની મુક્તિ કાજે શહાદતને વરનાર નામી-અનામી શહીદવીરોને લાખ લાખ વદનાઓ અર્પી, અનેક શહીદોના મોઘા બલિદાનોના પરિણામે પ્રાપ્ત થયેલી આઝાદી ટકાવી રાખવાની પ્રેરણા જનતામા જાગે એજ મહેચ્છા સહ વિરમીએ છીએ —જયહિંદ—

'સ્વાતત્ર દિન'—૫૩
ઊંઝા. (ઉ ગુજરાત)

જશવત મ. દાણી
દિવાન ટી. રાવલ
સપાદક



# બે બોલ

ભાઇશ્રી જગવત દાણીએ તથા દિવાન ટી નાવડે શહીદોની શહાદત નામે પુસ્તક રચી આપણા મહત્ત્વના રાજકીય પ્રકરણ અને ઇતિહાસ જીવત કર્યો છે મહાત્મા ગાધી અને સરદાર વલ્લભભાઇ સરખા ભારતીય તેજ પૂજની કથા તો આખુ ભારતવર્ષ જાણે પરતુ એ તેજપૂજોના ઉડેલા અસખ્ય તણખાની વિગતો સાચવી રાખવી એ બહુ મુશ્કેલ કામ સપાદક બધુઓએ કર્યું છે ભાગફોડના કાર્યક્રમ માટે ભલે બે મત હોય છતા દેશને ખાતર પોતાના પ્રાણ સમર્પણ કરનાર યુવકો અને યુવતીઓને વિસરવાની ભૂલ તો ગુજરાત નજ કરે સખ્યાબધ કિશોર શહીદોને સપાદક બધુઓએ ભેગી કરેલી હકીકત સરસ અને ગૌરવવતો ઇતિહાસ હોવા ઉપરાત ઉત્તેજક વાચન પુરૂ પાડે છે અને આઝાદીના સગ્રામમા જાણીતા ઉપરાત કેટકેટલા અજાણ્યા યુવક યુવતીઓએ પોતાના લોહી રેડયા છે તેની ગુજરાત પૂરતી સરસ માહિતી આ પુસ્તકમા ભેગી કરવામા આવી છે નાના મોટા સહુએ વાચવા લાયક આ પુસ્તક ઘેર ઘેર વચાય એમ હુ ઇચ્છુ છુ કારણ એમા ગુજરાતની ગૌરવગાથાનુ એક લોહી ભર્યું પ્રકરણ સમાયેલુ છે

'કૈલાસ' મદનઝાંપા રોડ<br>
વડોદરા.<br>
૨૭ ૧૧-૫૨

રમણલાલ વ. દેસાઇ

## —: પ્રેરણાદાયી પત્રો :—

કરાડી-મટવાડના જુવાનોએ ૧૯૪૨ના સ્વાતંત્ર્ય યુદ્ધમાં બહુ સુંદર વીરતા દાખવી હતી એટલે ગુજરાતની શૌર્ય કથા લખાય તેમાં કરાડી-મટવાડને સ્થાન મળવું જોઈએ એવું મારું માનવું છે

× × ×

અદાલતની અંદર પણ એ ભાઈઓએ એક અજોડ વીરતા બતાવી એવું મારું માનવું છે ભાઈશ્રી મેઘાણીને જ્યારે મેં અદાલત અને કરાડી મટવાડના વીરોની વાતો કરી ત્યારે તેઓશ્રી તેમની વીરતાથી ચકીત થયા હતા અને તેમણે કરાડી-મટવાડ મારી જોડે જઈને એ જગ્યા જોવાનો નિર્ણય કર્યો હતો, પરંતુ ઈશ્વરને તે ન રુચ્યું પ્રભુએ તેમને ઉપાડી લીધા એટલે એ કાર્ય અધુરું રહ્યું અને રોજ થાય છે કે ગુજરાતના જે શહીદોએ મૂંગે મોંએ પોતાના પ્રાણના બલીદાન આપ્યા તેને કોઈ યાદ કરતું નથી આપણી ભાવી પ્રજા માટે એ વીરોની, વીરતાના લખાણ ઇતિહાસ બદ્ધ થવા જ જોઈએ અને આપણી પ્રજા માટે જીવંત રાખવા જોઈએ એ દીશામાં તમે જે પ્રયત્ન આદર્યો છે તેને મારા અંતઃકરણનો ટેકો છે

૨૧-૧-૫૧
ભ ૧

મોતીલાલ હ. વીણ.

× × ×

'શહીદોની ગહાદત' નામનું પુસ્તક આપ પ્રગટ કરવા ઇચ્છા ધરાવો છો જાણીને ઘણો આનંદ થયો આપણા સ્વતંત્રતા મેળવવાના ભગીરથ પરિશ્રમમાં ઘણા ભાઈઓએ ભારે ભોગ આપ્યા છે તે યાદ રાખવા અને તેમની ભાવનામાંથી પ્રેરણા મેળવવા શહીદોનું સ્મારક હોવું આવશ્યક છે આપનું પુસ્તક એ પણ એક ઉત્તમ સાધન છે આપના આ સત્કાર્યમાં સફળતા ઇચ્છું છું

તા ૧૮-૧-૫૧
મુંબાઈ

નરેન્દ્રસિંહ મહીડા.

કથાના નાયક સિવાય બીજુ કોઈ જાણતું ન પણ હોય. એટલે એવી વાતો ચરિત્ર કથામા ન આવે એ દેખીતુંજ છે

વળી જીવનચરિત્ર લખનારા બીજું પણ એક ભયસ્થાન છે અને તે એ કે ચરિત્રકથાના નાયકના પ્રભાવમાં તણાઈ જવાથી કેટલીક વાર તેમા માત્ર નાયકના ગુણગાનજ નજરે પડે અથવા આખી કથા એકપક્ષીજ બનવાનો પૂરેપૂરો સંભવ હોય છે એટલે શહિદ ગોવિંદરાવનું ચરિત્ર આલેખતા પહેલાં શક્ય તેટલા તટસ્થ રહેવાનો પ્રયત્ન અહીં કરવામા આવ્યો છે છતાય કોઈક સ્થળે લાગણીના પ્રવાહમાં ખેંચાઈ ગયા જેવું લાગે તો વાચક ક્ષમા કરશે એજ આશા.

**કુટુંબ:**— ખાનદેશ જીલ્લામા સહ્યાદ્રિની તળેટીમા ઉત્રાણ નામના દશ પંદર ઘરના ગામડામાથી સ્વ. ગોવિંદરાવના પૂર્વજો બડગામ આવેલા. લગભગ અમો વર્ષ પહેલા જ્યારે મલ્હારરાવની ઉંમર સોળ વર્ષની હતી ત્યારે તેઓ કાકા સાથે વડોદરા આવેલા. જરૂરી અભ્યાસ પૂરો કરી તેઓએ શિક્ષકની નોકરી સ્વીકારી. તેમને બે પુત્રો—શંકરરાવ કૃષ્ણરાવ. બને પુત્રોએ પણ જમાનાને આવશ્યક અને ગુજરાતની વાટ ખર્ચી જેટલો અભ્યાસ કર્યો. કૃષ્ણરાવ કારકુન થયા અને વહીવટદાર કચેરીના શિરસ્તેદાર સુધી પહોંચ્યા. નોકરી બાદ તેઓ વિસનગરમાંજ નિવૃત્તિ ભોગવતા હતા સને ૧૯૨૧ ના જુલાઈ માસમાં કંઈક કામ માટે તેઓ મહેસાણે ગયેલા ત્યાંજ તેમનું હૃદય બંધ પડવાથી તેઓ સ્વર્ગસ્થ થયા આ વખતે ગોવિંદરાવની ઉંમર માત્ર ૧૪ વર્ષની હતી. કૃષ્ણરાવને નવ સંતાન-દત્તાત્રય, વામનરાવ, અનસૂયા, માર્તંડરાવ, મધુસૂદન, ગોવિંદરાવ, કાન્તા, ભાસ્કરરાવ અને યશવંતરાવ.

બાલ્યકાળઃ— પાટણમાં ૧૯૧૭ ની માર્ચની ૧૫ મીએ ભાઇશ્રી ગોવિંદરાવનો જન્મ થયો હતો નાનપણમા તેમનું શરીર સુંદર અને ઘાટીલું હતું. અને તેથી તેઓ સૌને પ્રિય હતા. તેમનું પ્રાથમિક શિક્ષણ પાટણ અને વિસનગરમાં પુરૂં થયું. બાલ્યકાળમાં તેમને કોઇ પૂછતું કે "ગોવિંદ, મોટો થઇ તું શું કરીશ ?" તો તેઓ જવાબ આપતા "હું મહેસાણા પ્રાંતનો સુબો થઇશ" અણસમજમાં ઉચ્ચારાયેલા આ શબ્દો ૧૯૪૩ના જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે ખરા ઠર્યા માત્ર વિસનગરેજ નહીં પરંતુ અમદાવાદના સ્વયંસેવકોને પણ એમને એક સુબાને છાજે તેવું આખરી વિદાયમાન આપ્યું.

અંગ્રેજી પહેલા ધોરણનો અભ્યાસ તેમણે મુંબાઇમાં મોટા ભાઇ વામનરાવ પાસે રહી કર્યો. પરંતુ એ સમયમાંજ માર્તંડરાવનું અવસાન થવાથી તેઓ વિસનગર પરત આવ્યા અને વિસનગરની જી. ડી. હાઇસ્કૂલમા દાખલ થયા. થોડાંજ વખતમાં તેમણે સર્વ શિક્ષકોનો પ્રેમ સંપાદન કર્યો. આ સમય દરમીઆન તેમણે શાળામા હંમેશા પહેલો બીજો નબર ટકાવી રાખેલો શાળાના અભ્યાસ સિવાયની ઈતર પ્રવૃત્તિઓમા પણ તેઓ હંમેશાં મોખરેજ હોય. સ્કાઉટીંગ હોય કે અખાડો, ચિત્રવર્ગમા કે શાળાના સ્નેહ સમેલનમાં તેમનુ નામ પહેલુંજ બોલાતું. શાળાના અખાડામા એક વખત કસરત શિક્ષક સાથે અણબનાવ થતા આ કસરત પ્રિય વિદ્યાર્થીએ પોતાનો સ્વતંત્ર અખાડો શરૂ કર્યો અને મિત્રમંડળે ત્યાં જવાનું શરૂ કર્યું. હાઈસ્કૂલની કારકીર્દીનુ એ છેલ્લું વર્ષ હતું. છતાંય આ અખાડાનો વાર્ષિકોત્સવ મિત્રોની સહાયથી પૂરદમામથી ઉજવ્યો પ્રમુખ તરીકે તે વખતના આચાર્ય શ્રી કલ્યાણરાય ન. જોશી હતા. તેમણે ગોવિંદરાવ માટે કાઢેલા ઉદ્‌ગાર આજે પણ કાનમાં

૧૯૩૪ ના એપ્રીલની ૧૪ મી તારીખે તેમના મોટાભાઈ મધુસુદને શ્રી માધવરાવ ગોવિંદરાવ આણેગાવની સાથે ભાગીદારીમાં "ન્યુ ઇંગ્લીશ સ્કૂલ" ની સ્થાપના કરી. જૂનમા ગોવિંદરાવનું મેટ્રિકનું પરિણામ જાહેર થતાં તરતજ એ શાળામાં તેમને શિક્ષક તરીકે જોડાઇ સમાજ સેવાનું કાર્ય હાથ ધર્યું. '૩૫ માં એટલે કે એકજ વર્ષ બાદ મોટાભાઇ મધુસુદન પ્લ્યુરસીથી અવસાન પામ્યા. અને શ્રી આણેરાવ સાથે શ્રી ગોવિંદરાવ ભાગીદાર તરીકે જોડાયા

આ સમયે શાળામા સંખ્યા ઠીક ઠીક હતી. અને ન્યુ ઇંગ્લીશ સ્કૂલના 'હિતેચ્છુઓ' અનેક હતા. એનાં કારણો અનેક હતાં એમાનું મુખ્ય કારણ કોઇની પણ ખુશામત ન કરવી એવો ગોવિંદરાવનો સ્વભાવ! એવું દુનિયાદારીનું ડહાપણ યુવાન ગોવિંદરાવને ગમે પણ ખરું? અને આવી પરિસ્થિતિમાંજ શાળા જે ત્રણ ધોરણ સુધીની હતી તેમા દર વર્ષે એક પછી એક ધોરણ ઉઘાડવાની ફરજ પડે જતી હતી. અને આર્થિક ભીંસમાં શાળાનુ ગાડુ ગબડતું જતું હતું. આવા સંજોગોમાજ B Sc. LL. B થયેલા ડબલ ગ્રેજ્યુએટ શ્રી આણેરાવને મેટ્રિક જેટલું પણ મહેનતાણું શાળામાંથી મળતું ન હોવાથી કંટાળીને, ભાગીદારીથી છૂટા થયા. અને શાળાની તમામ જવાબદારીઓ ગોવિંદરાવને માથે આવી પડી છેવટે કોઈપણ ઉપાયે શાળાને પગભર કરી શકાય અને શિક્ષણ-કાર્ય પાછળ નિશ્ચિંત થઈ, પોતાનો સમય આપી શકાય એ હેતુથી એક "શિક્ષણ પ્રચારક મંડળ" ની એમણે સ્થાપના કરી અને શાળા એ મંડળને ભેટ તરીકે આપી દીધી પરંતુ મંડળના પ્રમુખ અને મંત્રી તેમજ સભાસદોમાં સ્વાર્થ ત્યાગની ભાવના નહીં જેવી હોવાથી એ મંડળ અલ્પજીવી નિવડ્યું અને શાળાનું સંચાલન ફરીથી શ્રી

ગોવિંદરાવ ઉપર આવી પડયું. આ અરસામાં શાળામાંથી મહેતાણાની રકમ ખૂબજ અનિશ્ચિત હતી. કોઈક મહીનામાં તો માત્ર પાંચજ રૂપિયા લઈને પણ નિભાવવું પડતું. કુટુંબની જવાબદારી પણ એમનેજ શીરે હોવાથી એ ખૂબજ ત્રાસી ગયા. હતા. પણ એવા ત્રાસને ગણકારે તો ગોવિંદરાવ શાના? શાળામાં ગ્રેજ્યુએટ હેડમાસ્ટર રાખવા પડે અને તેથી શાળાનો ખર્ચ વધી જતો. એટલે પોતેજ ગ્રેજ્યુએટ થવાનો વિચાર કર્યો. માત્ર ત્રણજ માસની તૈયારીથી અજમેર બોર્ડની ઇન્ટરની પરીક્ષામાં સેકન્ડ ક્લાસ મેળવ્યો અને બી. એ. ના બે વર્ષ પૂરા કરવા ઇન્દોર ક્રિશ્ચિયન કૉલેજમાં દાખલ થયા. પોતે ગ્રેજ્યુએટ થઈને આવે ત્યાં સુધી શાળાનો વહીવટ કરતી "સર્વ વિદ્યાલય કેળવણી મંડળ" નામની સંસ્થાને સોંપ્યો. અહીં એક વસ્તુ કહેવી પ્રાપ્ત થાય છે કે આ વખતે ન્યુ ઈંગ્લીશ સ્કૂલ લેવા માટે બે ચાર વ્યક્તિઓ તરફથી પ્રયાસ થઈ રહ્યા હતા પરંતુ "મારે શાળા વેચવી નથી. મોટા ભાઈએ શરૂ કરેલી શાળા વ્યાપારી વિચારો ધરાવતી વ્યક્તિઓને મારે સોંપવી નથી." એવા વિચારોથી પ્રેરાઈ ઇંગ્લીશ સ્કૂલના કોમળ છોડને, સર્વ વિદ્યાલયના વટ વૃક્ષ નીચે ઉછરવા માટે મૂકી દીધો. કારણ તેમને સર્વ વિદ્યાલયના તે વખતના કાર્યકર્તાઓ શ્રી બાપુભાઈ ગાંધી તથા શ્રી પોપટભાઈ વગેરેમાં ખૂબ શ્રદ્ધા હતી અને તેઓ ઇન્દોર અભ્યાસાર્થે ઉપડી ગયા.

× × ×

આ અરસામાં જ સને ૧૯૩૦ ની સત્યાગ્રહની લડત ઉપડી અને એમનું ભાવનાશીલ હૃદય નાચી ઊઠ્યું. અભ્યાસની ચોપડીઓ વી. વિરમગામના કાર્યકરોની પ્રેરણામાં એક સુશિક્ષિત સુંદર યુવક ઉમંગભેર ઇન્દોરથી તે વિરમગામ આવી પહોંચ્યા.

રાતની રાતો ખાનગી સભાઓ થતી અને અનેક કાર્યક્રમો યોજાતા. સભા સરઘસોથી વાતાવરણ ગરમા ગરમ રહ્યા કરતું. તા. ૧૮-૨-૪૨ ના રોજ ભાષણ થવાનું છે એમ જાહેર થઇ ગયું હતું પરંતુ સભાસ્થાન વિસનગરમાં કોઇપણ સ્થળે હશે એમ પોસ્ટર દ્વારા લોકોએ જાણ્યું હતું. વિસનગરની પોલીસ આખા ગામમાં દોડધામ મચાવી રહી હતી. સાડાચારના મૂકરર સમયે પારેખપોળ સામેની દુકાનના પાટિયા ઉપર આપણા વીર નાયકે "વંદેમાતરમ્" ના પોકારથી ભાષણની શરૂઆત કરી "દરેક મનુષ્યને વાણી સ્વાતંત્ર્યનો અધિકાર હોવો જોઇએ" એ તેમના ભાષણનો મૂખ્ય સૂર હતો ભાષણ પુરૂં થતાં તેમને અટક થઈ. બીજે દિવસે કેસ ચાલ્યો અને રૂા ૨૫) નો દંડ થયો. આમ લગભગ રોજ નિયમિત રીતે સુવાનો સત્યાગ્રહ કરતા અને દંડાતા. છેવટે તા. ૨૫-૨-૪૨ નો દિવસ આવી પહોંચ્યો. સત્યાગ્રહીનું નામ આગળથી જાહેર થતું નહીં. સત્યાગ્રહી શ્રી સૂર્યકાન્ત જોષીએ ભાષણ પુરૂં કર્યું. તેમને અટક થઇ અને તે ફોજદાર............સાથે ચાલવા લાગ્યા. પરંતુ રોજના આવી જાતના સત્યાગ્રહોથી પોલીસ અકળાઇ ઉઠી હતી. અને " વિસ-નગરની ચળવળ કેમ શાંત પડતી નથી ! તમને કામ કરતાં આવડતું નથી " વગેરે ઉપરીઓના ઠપકા પોલીસને સાંભળવા પડતા. અને તેથી આજે તો કંઇક કરી બતાવવુંજ છે એ ઇરાદા પૂર્વક તૈયારી સાથે પોલીસ ત્યાં આવી હતી મુસલમાન પોલીસને કુરાન હાથમા લેવરાવી અને હિંદુ પોલીસ પાસે ગીતા હાથમા ઉપડાવી પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવી હતી કે અમે કંઇક કરી બતાવીશું.

શ્રી સૂર્યકાન્તને અટકમાં લીધા પછી પોલીસને કંઇ કરવાપણું રહેતું ન હતું છતાંય બહાદુર ગાયકવાડી પોલીસે

પોતાનું ઘરાતન, ઝંડાધારી નાની બાળાઓ ઉપર લાઠીચાર્જ કરી પૂરવાર કરવા માંડયું. આથી લોકો ઉશ્કેરાઇ ગયા. પોલીસો પર પત્થરમારો શરૂ થયો. અને ધાંધલ મચી ગયું. લોકોમાંથી કેટલાકને અગાઉ સમાચાર મળ્યા હતા કે પોલીસ પાસે ભરેલી બંદૂકો છે. અને એમાંના એકે આગળ વધેલા સાંકળચંદ સામે બંદૂક તાકી સાંકળચંદ પટેલ પોલીસોને કહેવા આવ્યા હતા કે "નાની બાળાઓ ઉપર લાઠી ચાર્જ કેમ કરો છો ? કરવો હોય તો અમારા માથાં આ રહ્યાં !"

પણ એટલામાં તો હવામાં ધડાકો સંભળાયો. એમાંથી છૂટેલી ગોળીએ સામેના ટાવર પર, ગાયકવાડીની કલંક શોભાનું ચિન્હ કર્યું. બીજો ધડાકો સંભળાયો અને "ઓહ !" ના ચિત્કાર કરતા શ્રી. ઉમાશંકર નીચે પટકયા. ત્રીજા ધડાકે શ્રી. પરસોતમદાસે બૂમ પાડી અને સ્વયંસેવકો દોડી ગયા. ઘવાયેલાંઓને દવાખાને ઉપાડી ગયા. શ્રી. ગોવિંદરાવની સ્થિતિ ઘણી ગંભીર હતી. લોહી વહી રહ્યું હતું. બંધ કરવાના ઉપાયોને યશ મળતું ન હતું છેવટે ડોકટરોએ અમદાવાદ લઇ જવાનું સૂચન કર્યું. આખી રાત્રી વિષમ સ્થિતિમાં પસાર થઇ ગઇ. શ્રી ગોવિંદરાવના માતુશ્રી અને નાના ભાઇ ત્યાં હાજર હતા. સ્થિતિ ગંભિર હોવાથી ડેકલેરેશન લેવાનું નક્કી થયું વહીવટદાર શ્રી બાબુરાવ ગાયકવાડે તે લીધું. તેમાં ગોવિંદરાવે સ્પષ્ટ લખાવ્યું છે. કે "ફોજદાર..........મારી સામે નિશાની કરી અને પોલીસ.........બંદૂક મારી સામે તાકીને ગોળી છોડી" નીચે તેમણે સ્વહસ્તાક્ષર કર્યાં.

તા. ૨૬ મી એ સવારે તેમને અમદાવાદ વાડીલાલ સારાભાઇ હોસ્પીટલમાં લઇ જવામાં આવ્યા. રસ્તામાં રક્ત-સ્રાવ ચાલુજ હતો. દવાખાનામાં ફોટો ( X-Ray ) લેવામાં

આવ્યો. ગોળીથી સાથળનું હાડકું ચીરાઇ જવા પામ્યું હતું. ઓપરેશન કરવામાં આવ્યું

તબિયત માટે સૌ ચિન્તાતુર હતું. આશા નિરાશા ચાલ્યા કરતી. અને એમનો જીવનતાર તૂટશે નહિં એમ સ્નેહીઓને લાગતું હતું. નબળા પડતા શરીરને બહારથી લોહી આપવાની ડૉક્ટરોને જરૂર જણાઇ. એ સુખદ ભોગ આપવા મિત્રો હરીફાઇ કરવા લાગ્યા. અને ડૉક્ટરે ભાઇ સાંકળચંદના લોહીની પસંદગી કરી. અડધો રતલ લોહી એમણે સાથે સાંકળચંદે ખુશીથી કાઢી લેવા દીધું. આમ છતાંય એના જેવા વીરનરને યમદેવ ભેટવા આતુર હતા. એટલે સગાં સ્નેહીઓની સારવાર અને ડૉક્ટરોના કાળજી પૂર્વકના ઇલાજ નિષ્ફળ નિવડયા.

અહિં એક વાત યાદ આવે છે મહાભારતના યુદ્ધમા ભીષ્મપિતામહ શરશય્યા પર સુતા હતા. અને ઉત્તરાયણ થવાની રાહ જોતા હતા આપણા શાસ્ત્રો પ્રમાણે એમ માનવામાં આવે છે કે દક્ષિણાયન હોય ત્યારે જો મનુષ્ય પ્રાણ તજે તો તેનો આત્મા સૂર્ય લોક તરફ જતો નથી. અને અટવાયા કરે છે માટે ભીષ્મપિતામહ ઉત્તરાયણ થવાની રાહ જોતા હતા આપણી કથામાં ગોળીબાર ૨૫-૧૨-'૪૨ 'મા થયો. તે વખતે દક્ષિણાયણ ચાલતું હતું ૧૫-૧-'૪૩ ના રોજ ઉત્તરાયણની શરૂ હતી અને એક રીતે કહીએ તો શ્રી. ગોવિંદરાવ પણ શરશય્યા પરજ સુતા હતા કારણ એમના ઘવાયેલા પગને વજનથી અદ્ધર, ખીંટો, લટકાવી રાખેલો હતો. હાલવા ચાલવાની મનાઇ હતી. અને આવી પરિસ્થિતિમા એમણે ૨૧ દિવસ પસાર કર્યા તેને લીધે તેમની પીઠ પર દાઝયા જેવા મોટા, પાણીથી ભરેલા ફોલ્લા થઇ આવ્યા હતા. એ વેદના શું સહન કરવાની ફરજ નેથી હતી ?

તા. ૧૦-૯-'૪૩ ના દિવસે સૂર્યે ઉત્તર તરફ પ્રયાણ આદર્યું પછી પ્રો. ગોવિંદરાવ ઉત્રાણકરે સ્વર્ગપ્રતિ પ્રયાણ કર્યું. શહેરમ ખબર પડતા સ્વયંસેવકો અને સેવીકાઓના ટોળા એમના દેહના દર્શન માટે આવવા લાગ્યાં દેશી રાજ્ય અને બ્રિટીશના ભેદો આડે હતા નહિ દેશી રાજ્યના શહીદને બ્રિટીશ હદમા આવું ભવ્ય વિદાયમાન આપવાનો આ કદાચ પ્રથમ પ્રસંગ હશે. શબવાહિની પર ચિર શાન્તિમાં એમના દેહને ગુજરાત પ્રાન્તિક સમિતિ તરફથી, મહેસાણા પ્રાંત પ્રજામંડળ તરફથી અને બીજી અમદાવાદની સંસ્થાઓ તરફથી પુષ્પો અને સુતરની માળાઓ અર્પણ થઇ. એના ભાલે કુંકુમ અર્ચાઓ થઇ અને એની વક્ષ સ્થળી પર રાષ્ટ્રધ્વજનું આચ્છાદન થયું

'રઘુપતિ રાઘવ'ની ધૂન સાથે શબવાહિની નીકળી. આગળ હતી સ્વયંસેવીકાઓ પાછળ હતા સ્વયંસેવકો અને સગાં સંબંધીઓ પ્રિતમ નગર તથા બીજી ગોઆપટીઓમા થઇ સરઘસ પસાર થતા રહ્યું. ઠેકઠેકાણે બહેનો અને ભાઇઓએ પુષ્પાંજલીઓ અર્પી, અર્ચાઓ કરી અને દર્શન લીધા. આખે રસ્તે 'વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા'ની ધૂનનો નાદ રમ વહેતો હતો લગભગ બે કલાક પછી મશાનને આરે આવ્યું શબવાહિની પરથી શબને નીચે ઉતારવામા આવી. બધા ગોળાકારમાં ગોઠવાયા


શહીદવીર ઉત્રાણકરની ઝાંખી

બહેનોએ ધીરે સાદે ગાયું "તું એકલો જાને રે" ભાઈઓએ ગાયું "કોઈનો લાડકવાયો" ભગવાન સૂર્યનારાયણને પણ આ દૃશ્ય જોવા જેવું લાગ્યું અને આકાશ વચ્ચે આવી ઊભા વેદ મંત્રોથી અંત્યેષ્ટિ સંસ્કાર થયા. અગ્નિ નારાયણના ખોળામાં એમનો જડ દેહ સોંપાયો. વંદેમાતરમનું ગીત ગવાયું અને ગાયકવાડી તંત્રની કલંક ગાથા ગાતી વડવાગ્નિની પ્રચંડ જ્વાળાઓએ એ દેહને પોતાની સોડમાં સંતાડી જોત જોતામાં અદૃશ્ય કરી દીધો.

સર્વના મનમાં એકજ વિચાર રમી રહ્યો, "ધન્ય હો માતૃભૂમિની સ્વાતંત્ર્ય વેદી પર શહીદનું આવું શુદ્ધ બલીદાન"

વિસનગરમાં સ્વ. ગોવિંદ સ્મારક ફંડ એકઠું થયું છે જેમાં આજસુધી સારી રકમ ભેગી થઈ છે. સ્વર્ગસ્થના કુટુંબને રૂા. ૧૦૦૦ વળતર આપવા શ્રી. સરકારે હુકમ કર્યાનું સંભળાય છે

વિસનગરના બજારમાં સત્તાવાળાઓના ગોળીબારથી ગોવિંદરાવને ગોળી વાગવાથી જે જગ્યા ઉપર તેઓ ઢળી પડ્યા તે જગ્યા ઉપર ત્યાં ખાંભી ચણવામાં આવી છે. હાલ તે ખાંભી શહીદવીર ગોવિંદરાવનો સંદેશો આપતી બજારમાં એકલી અટૂલી અને અડીખમ ઉભેલી નજરે પડે છે.



# શહીદવીર ગુણવંતલાલ



શહીદવીર ગુણવંત

અંગ્રેજોની ગુલામીની જંજીરો તોડવા મથનાર નરવીર સુભાષચંદ્ર બોઝની જન્મજયંતિ મુંબઈમાં ઉજવાઈ તે પ્રસંગે પોલીસે ગોળીબાર કર્યો અને એક ખીલતી કળીસમ યુવાનનું બલિદાન દેવાયું તે યુવાનનું નામ ગુણવંત તેનો જન્મ ધુળીયામાં સંવત ૧૯૮૩ ના ફાગણ સુદી ૭ને રોજ થયો હતો માતાપિતાની સ્થિતિ સાધારણ હતી તેમને બે ભાઈ અને એક બેન છે તેઓ ભોળા અને સરળ હતા અભ્યાસ માટે મુંબઈ મોકલવામાં આવ્યા હતા પરંતુ વિદ્યાદેવીની કૃપા ન ઉતરી છતાં અભ્યાસને તિલાંજલી આપવી પડી હતી તેઓ દુખીને હંમેશ મદદ કરવા તૈયાર રહેતા હતા તેઓ ગંભીર વિચારવાળા અને લીધેલું કાર્ય પાર પાડવાની નેમ ધરાવનાર હતા આમ તેઓનામાં નામ પ્રમાણે ખરેખર ગુણ હતા.

તેઓએ અભ્યાસ છોડી કોઈ કંપનીમાં જગ્યા મેળવી નોકરીમાં વિશ્વાસ, વફાદારી અને કાર્યદક્ષતાથી શેઠનો પ્રેમ સંપાદન કર્યો હતો તેઓએ ૧૯૪૨ની ચળવળમાં રસ લેવા માંડ્યો દેશના મહાન પુરુષની જન્મ જયંતિ હોય કે સંવત્સરી હોય,

સરઘસ હોય કે સભા હોય, પરંતુ તેઓ હાજર રહેવાનું ભાગ્યેજ ચૂકતા તેઓએ પોતાનું નામ "શાંતી સેના" માં નોંધાવ્યું. તેઓ સેવાભાવી અને આશાવાદી યુવાન હતા.

૧૯૪૬ ની ૨૩ મી જાન્યુઆરીના રોજ 'સુભાષ જયંતિ' ઉજવવાની તડામાર તૈયારીઓ દેશભરમાં ચાલી રહી હતી. ગુણવંતે પણ મુંબાઈમાં ચાલતી તૈયારીઓમાં રસભેર ભાગ લેવા માંડયો. ૨૩ મી જાન્યુઆરીને રોજ વહેલા ઉઠી 'શાંતી સેના" ના સભ્યોને મળ્યા. સભ્યોની સાથે ૧૧-૦ વાગે માધવબાગમાં ગયા. ત્યાં 'નેતાજી' ના ફોટાની ઉદ્‌ઘાટન વિધિ થવાની હતી. તે પ્રસંગે આઝાદ સેનાના કે ધીલોન પણ આવવાના હતા આથી માનવ મેળો માધવબાગ તરફ ઉલટયો હતો

લોકોમાં શાંતી સ્થાપવા 'શાંતી સેના' ના સભ્યો ત્યાં આવી પહોંચ્યા હતા. કે. ધીલોન આવી શકયા ન હતા. 'નેતાજી'ની છબીની અનાવરણ વિધિ પૂરી થઇ. સેન્ડહર્સ્ટ રોડ ઉપર નાના બાળકો ઉપર ગોળીમાર અને ટીયરગેસ છોડયાની વાત ત્યાં એક શાંતી સેનાના સૈનિકે કરી અને તે જગ્યાએ શાંતી સેનાના સભ્યોએ પહોંચી જવું જોઇએ એમ પણ દરખાસ્ત મૂકી આથી અન્ય સૈનિકોની સાથે ગુણવંત પણ ઉપડયા જતા જતા મન સાથે સંકલ્પ કર્યો "શાંતી સ્થાપ્યા વગર પાછુ ફરવું જ નથી"

સેન્ડહર્સ્ટ તરફ વાતાવરણ બિહામણું અને ગમગીન ભર્યું દેખાતું હતું લોહીની ધારાઓ વહેતી હતી ગોળીબારના અવાજ સંભળાતા હતા લોહીના ચગદાગ દેખાતા હતા. આવા ભયંકર અને કમકમાટી ઉપજાવે તેવા વાતાવરણવાળા સ્થાનમાં ગુણવંત પોતાની ફરજ બજાવવા પોતાના સૈનિ- મિત્રો સાથે

હાજર થયા શાંતિ સ્થાપવાના પ્રયાસો કર્યાં લાઠીમાર સહન કર્યો પણ વીર અને ધીર યુવાને તો પીછે હઠ કરીજ નહીં. એતો આગેકૂચ જ કરતા હતા. એટલામાં પોલીસે ગોળીબાર કર્યો એક સૈનિકને ગોળી વાગી અને સૈનિકે ત્યાંને ત્યાંજ નેતાજીને પ્રાણ અર્પણ કર્યાં પણ ગુણવંત આથી ડર્યા નહીં તેઓ તો આગળ વધ્યા. છેવટે કમળ ટૉકીઝ આગળ ગુણવંતને ગોળી વાગી. તેમના મિત્ર વનમાળીદાસે તેઓને હાથથી એમ્બ્યુલન્સ કારમાં નાખ્યા પરંતુ ગોળી ઘણીજ ખરાબ વાગેલી હોવાથી તેઓ વધુવાર આ દુનિયામાં રહી શક્યા નહિ 'જયહિંદ'ના સૂત્ર સાથે પોતાની માતૃભૂમિના મુક્તિ યજ્ઞમાં જીવન હોમી દીધું.

ધન્ય છે ! તેઓના માતાપિતાને કે જેને આવા વીર યુવકને જન્મ આપ્યો, અભિનંદન છે ! એમને કે જેણે દેશની આઝાદી ખાતર જીવનની પરવા ન કરી તેઓના મૃત્યુથી તેમના માત પિતાને, સગા સંબંધી અને મિત્રમંડળને જે ખોટ પડી છે, તે સહન કરવા પ્રભુ દરેકને મનોબળ આપે એજ અભ્યર્થના. માતાપિતાએ વીર પુત્ર ખોયો મિત્રોએ નિડર દોસ્ત ગુમાવ્યો અને ભારતમાતાએ પનોતો પુત્ર ગુમાવ્યો

• • •



'હિંદનો આ ધ્વજ હવે સર્વ કોઈને પ્યારો છે એ ધ્વજ નીચે હિંદની જનતા પરદેશી સત્તા સામે લડી અને સ્વતંત્રતા મેળવી. આ ધ્વજના આશરે આપણે શપથ લેવા જોઈએ કે હિંદને વધારે ને વધારે મહાન અને ગૌરવવંત બનાવવા અને એમાં જીવન અર્પણ કરી નાખવું. —શ્રી. કનૈયાલાલ મુનશી.

# ડાકોરની શહીદગાથા

**સને** ૧૯૪૨ ની નવમી ઑગસ્ટે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ શાહીવાદને "ભારત છોડો" નો પડકાર દીધો અને તેઓ સામે રક્તહિન ક્રાન્તિમાં કર્તવ્યની પરમ સિદ્ધિ માટે કેટલાંક ખીલાં અણખીલ્યાં કુસુમો કરમાયાં અને રાષ્ટ્ર પ્રત્યેની ઉમદા ફરજ બજાવી સર્વસ્વની આહૂતિ આપી પરલોક સીધાવ્યા. એવો યાદગાર દિને હાસન તાલુકાના ડાકોર ગામમાં તા. ૧૩ મી ઑગસ્ટના રોજ ચાર વીર શહીદો થયા. તે દિને એક પ્રચંડ સરઘસ ગામમાં ફરી આઝાદ ચોકમાં આવી પહોંચ્યું "ઇન્કિલાબ" અને "ભારત છોડો" ના ગગનભેદી નાદ કરતું થંભ્યું ત્યાં તો શાહીવાદી પોલીસ સેના આવી પહોંચી. સરઘસને વિખેરવા હવામાં ગોળી વછૂટી. ત્યાં તો જન સમૂદાય પુર જોશમાં આવ્યો. અને ગોળી છૂટી સીધી **ધોબી કુમાર શંકરભાઈ** ઉપર તેઓ ગોળી વાગતાની સાથે કુચે કુચા થઈ ગયા, કૌમાર્ય ચાલી ગયુ અને મૂર્તિ રોળાઇ ગઇ. જનતા આ ક્રૂર હત્યાકાંડ ન જોઈ શકી. પણ હિંસક સામું શું કરી શકે ? ત્યાં તો ઉપરા ઉપરી ગોળીઓની રમઝટ ચાલી, બીજા પડયા **મણીલાલ.** એટલામાં ત્રીજી ગોળી વાગી **અંબાલાલ** ભાઇને તે પણ પડયા આમ ડાકોરનાં ત્રણ નવ જુવાન શાહીવાદી સરકારની પોલીસની ગોળીઓના ભોગ બન્યા, કેટલાક અર્ધ શહિદ થયા. આમ બાવન ગોળીબાર કરતાં ગોળીઓ ખૂટી પડી. અને પોલીસને પોતાના નિવાસ સ્થાને જવું બહુ મુશ્કેલ લાગ્યું. આ આખાય બનાવમાં જનતાને અહિંસાનો ઉપદેશ આપતા તાલુકાના બહાદુર કોંગ્રેસ કાર્યકર છોટાભાઈ ટોળામાં આમતેમ ઘૂમ્યા કરતા હતા. ત્રણ ખૂન થયા પછીના બનાવથી અને પોતાની પાસેના ખૂટી

પડેલા દારૂ ગોળાથી પોલીસ બેસહાય બની તેમને પોતાની જાત જોખમમાં જણાઈ. આ વખતે અહિંસક વીર છોટાભાઈ આગળ આવ્યા અને પોલીસને સહી સલામત તેમને નિવાસ સ્થાને પહોંચાડી.

પરન્તુ થોડીક વારમાં આ સરકારી દૂતોમાંથી કેટલાક પાછા આવ્યા અને છોટાભાઈ જે બજારમાં આ ઘવાયેલાને દવાખાને મોકલવાના બંદોબસ્ત કરી પછી ઉભા હતા, તેમને મળ્યા અને કહ્યું કે "અમારો એક પોલીસ ગુમ થયો છે. આ ગલીમાં લઈ જવામાં આવ્યો છે. ખોળવા માટે અમારી સાથે ચાલો.

નિર્દોષ અને મહાત્માજીના સિધ્ધાંતને પાળનાર આ નિખાલસ છોટાભાઈ એમની સાથે ગલીમાં ગયા. મોચીવાડાની (શહીદ પોળ) એ ગલીમાં લઈ જનારા પોલીસોએ પાછળથી તેમના પગની પીંડીઓમાં દંડા દીધા, પીંડીઓ ચીરાઈ ગઈ અને પાછળથી બીજાઓએ સોટીઓ ફેંકી. બેઉ પાછળ એ સોટીઓ વાગી ગઈ અને ધરણી પર ઢળી પડ્યા.



શહીદવીર શંકરભાઈ

**શહીદ** શંકરભાઈનો જન્મ એક ગરીબ મોચી કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ ડાહ્યાભાઈ છે. જ્યારે તે શહીદ થયા ત્યારે તેમની ઉંમર ૧૪ વર્ષની હતી. પરંતુ આટલી કુમળી અવસ્થામાં આ વીર બાળક ગામના [illegible] વ્યક્તિઓનો પ્રિય હતો. નાનપણથી જ [illegible] [illegible] હતું. નિશાળમાં [illegible] [illegible] [illegible]

નિર્દોષ તોફાન મસ્તી તો હોય જ.

આમમાં કોંગ્રેસના કાર્યક્રમ અગર કોઇપણ પ્રસંગે આ વીર મોખરેજ રહેતો. આમ આ મોખરે રહેનાર બાળકનું સરઘસમાં એમજ બન્યું અને પ્રથમ આહુતી તેનીજ અપાઈ ગઈ. અને ગોળી વાગતાની સાથે એ વીર બાળક ચીર નિંદ્રાએ પોઢી ગયો.



શહીદવીર મણીશંકર.

શહીદ મણીશંકરનો જન્મ ૧૯૭૫ ના ભાદરવા સુદી ૧ ના રોજ થયો હતો. તેમના પિતાના સંતાનોમાં ચાર ભાઇમાં તેઓ બીજા હતા. શરીર મજબુત અને કદાવર હતું.

અભ્યાસમાં ગુજરાતી ૭ ચોપડી સુધી કર્યો હતો. કારણ કે પિતાની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાના કારણે તેઓ એ અભ્યાસ છોડયો ઘર કામમાં મદદ કરતા હતા. ઘણી વખત તેમના સાહસિક કામોથી તેમના પિતા કહેતા ' ભાઇ, મણીશંકર તું દાજ પાથરીને સુવાનો નથી આખેર બન્યું પણ તેમજ.

વળી પરકાર્ય કરવામાં શહીદ મણીશંકર પાછી પાની કરતા નહિ.

સને ૧૯૪૨ ના સેપ્ટેમ્બરની તા ૧૭ મી ના રોજ જર ઘુરાન થયે ગોળી વાગી તરત જ દવાખાને લઈ જતાં મૃત્યુ પામ્યા.

આમ અગ્નિ સંસ્કારનો અગ્નિ હજી પ્રદિપ્ત અવસ્થામાં હતો. તેમા તરતજ તેમના પિતા ધીરજલાલની ધરપકડ કરવામા આવી અને તેમને પણ જેલમાં બેસાડી દીધા. આમ એક કુટુંબના બન્ને પાયકો જુદે જુદે રસ્તે પડયા. આમ આ કુટુંબની કેવી દુરદશા ? છેવટે તેઓ દસ માસ પછી છુટી પાછા આવ્યા. પરંતુ પુત્રનું છેલ્લું દર્શન તેમજ તેમનું પછીનું કાર્ય કરવા ન રહ્યા



શહીદવીર છોટાભાઇ.

શહીદ છોટાભાઇ મુખીનો જન્મ દાસરા તાલુકામાં ધુણાદરા ગામે તા. ૧-૪-૧૯૦૮ માં પટેલ કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ બેચરભાઇ તુલસીભાઈ પટેલ અને માતાનું નામ શિવબા હતું. તેઓ ત્રણ ભાઇઓ હતા. જેઠાભાઇ, છોટાભાઈ અને નાના રાવજીભાઈ. બાલ્યકાલનો અભ્યાસ કરમસદની નિશાળમાં કર્યો હતો

ત્યાર પછી સને ૧૯૨૫ માં દિલ્હી કોલેજની ડિપ્લોમા મેળવી હતી. પછી તેમના વતનમાં મંજીપુરા ગામે પોલીસ પટેલ બની પિતાને પ્રભુ સ્મરણમાં વખત કાઢી આપ્યો.

જ્યારે સને ૧૯૩૦ માં બાપુજીની દાંડી કુચ આવેલી તે સમયે પોલીસ પટેલ છોટાભાઇ કુચ જોવા ગયેલા. આ દ્રશ્ય જોઈ ઘેર આવી પોલીસ પટેલનું રાજીનામું આપી ખાદી ધારણ

ફરી સૈનિક તરીકે કાસરા તાલુકા સમિતિમાં જોડાયા મીઠાના સત્યાગ્રહમાં તેઓ જેલ પકડાયા અને છૂટીને આવ્યા બાદ તેજ કાર્ય ચાલુ રાખ્યું. અને તાલુકા સમિતિના મંત્રી બન્યા. સત્યાગ્રહ ચાલુજ હતો. સરમુખત્યાર તરીકે તેમને પકડવામાં આવ્યા અને દેઢ વર્ષની જેલ થઇ. આ જેલમાંથી આવ્યા પછી સત્યાગ્રહ સંકેલાઇ લેવામાં આવેલો.

મુખીપણાનું રાજીનામું આપીને છૂટા થયા પછીથી તથા બીજી જેલ મુક્તિના સમય દરમિયાન પોતાને થયેલું ખર્ચ પિતાને માથે નાખવું નહિ એવા વિચારથી તેઓએ મિત્રોનું દેવું કરેલું. આ દેવું પોતેજ ભરપાઇ કરવાના નિશ્ચયથી તેઓ આફ્રિકા ગયા અને સને ૧૯૩૯ માં આફ્રિકાથી પાછા આવ્યા. પરદેશના તેમના નિવાસ દરમિયાન તેમનાં પતિગુજરી ગયાં હતાં. આ રીતે તેમનો અંતિમ મેળાપ પણ ન થયો પણ તેમના સ્મરણાર્થે દૂધાદરામાં હરિજનો માટે એક કૂવો ખોદાવી આપ્યો છે.

દવાખાને પણ એક નોંધ્યા વગર દાખલો રહી જાય તેમ નથી. ઘવાઈ ને પીડાતો એક પોલીસ વેદનાથી ચીસો પાડતો હતો. સારવાર માટે ત્યાં કોઈ જ હાજર ન હતું. છોટાભાઇની સારવાર માટે તેમના સ્વજનો અને મિત્રો હાજર હતા. તેઓને છોટાભાઇ જણાવે છે કે આની બિચારાની સેવા કરો કે સાજો પણ થઇ શકે બાકી હું તો હવે........

આત્મવત્ સર્વ ભુતેષુ । ની ભાવના કેટલી મનોરમ છે ? છેવટે દેહ છોડતાં પહેલાં તેમના છેલ્લા શબ્દો હતા " મ્હારા પિતાને કહેજો કે હું દેશની ખાતર મરૂં છું તેનું મ્હને ગૌરવ છે. " છેવટે આ વીર પુરૂષ તા. ૧૬-૯-૫૦ ના રોજ આ દેહ છોડી પરલોક સીધાવે છે

---

## —શહીદોને અંજલી—

આઝાદીના આ પવિત્ર યજ્ઞમા ગુજરાતે પણ પોતાનું યોગ્ય સ્થાન લીધું. અસંખ્ય યાતનાઓ અને મહામુલા બલીદાનો પછી એ પ્રાણ પ્યારી આઝાદી આવી.

જે નામી અને અનામી શહીદોની શહાદતે આપણા મુક્તિ જંગને ગૌરવવંત અને વિજયી બનાવ્યો એમની યાદ આપણા મનઃચક્ષુ સમક્ષ તાજી થાય એ વદન સ્વાભાવિક છે અને ત્યારે એ નર કેસરીઓને મુક અંજલી અર્પવાની લાલસાઓ ન રોકી શકાય એ એથી પણ વધુ સ્વાભાવિક છે

પરંતુ એ કર્મવીરોને અપાતી અંજલી એમને યોગ્ય હોવી જોઇએ અનેક યાતનાઓ પછી મેળવાએલી મહામુલી આઝાદીનું જતન કરવાની અને એને મજબુત બનાવવાની પ્રતિજ્ઞા એજ એમને અંજલી હોઇ શકે.

—શ્રી ચંદુભાઈ જ. રાવલ.
બી એ એલ. એલ બી

# નડીયાદના શહીદવીર નટુભાઈ



શહીદવીર નટુભાઈ

**શહીદ** નટુભાઈનો જન્મ નડીયાદ પાસે સલુણ ગામમાં ઇ. સ. ૧૯૧૯ માં ફેબ્રુઆરીની ૧૪ મી તારીખે થયેલો. તેમના પિતાનું નામ વનમાળીદાસ અને માતાનું નામ ચંચળબેન તેમના પિતા મધ્યમ કુટુંબના ગૃહસ્થ હતા. તેઓ પરચુરણ દુકાન કરી કુટુંબનું ગુજરાન ચલાવતા. છ વર્ષની ઉંમરે નટુભાઈ ગામની પ્રાથમિક શાળામાં જોડાયા ગુજરાતી પાંચ ચોપડીઓ સુધી પહોંચ્યા ત્યાં તો દૈવયોગે કાય મને માટે અભ્યાસને તિલાંજલી આપવી પડી. અને પિતાની દુકાન સંભાળવા લાગ્યા. એમ બે ત્રણ વર્ષ ચાલ્યું. તેઓને
૧ બીજા ત્રણ ભાઈઓ હતા અને બધા એકજ દુકાનમાં બેસી
૧ રહી શું કરે ? અને ગામડામા એવો મોટો ધંધો પણ શું હોય?
તેથી ઇ. સ ૧૯૩૩–૩૪ મા ફક્ત ૧૪–૧૫ વર્ષની કિશોર વયમાંજ નટુભાઈને પોતાની માતાની હૂંફ છોડી નડીયાદમા નોકરી કરવા જવું પડયુ. ત્યા તેઓ એક ગાંધીની દુકાને રહ્યા. એવામાં પૂ ગાંધીજીની કોંગ્રેસ, બ્રિટીશ સરકાર સામે મેદાને પડી હતી. અને દેશને પરદેશીઓના હાથમાંથી મુક્ત કરવા માટે સ્વાતંત્ર્ય સંગ્રામ ખેલી રહી હતી દેશના ખુણે ખુણે યુવાનો જાગૃત થયા હતા. અને માભોમની મુક્તિ કાજે ખીટીશરો સામે મોરચા માંડી બેઠેલી કોંગ્રેસની દોરવણી હેઠળ દેશનું નવું લોહી સંગઠિત થઇ રહ્યું હતું

નડુભાઈને પણ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝંપલાવવાની પ્રબળ ઇચ્છા થઇ આવી. અને નોકરી દરમ્યાન મળતા ફાજલ સમયે કોંગ્રેસના કાર્યક્રમોમાં અપૂર્વ ઉત્સાહથી બનતો ભાગ લેવા લાગ્યા. તેઓનું લગ્ન ઇ સ. ૧૯૪૦ માં એકવીસ વર્ષની વયે થયું હતું. એક બાજુ પત્નિનો પ્રેમ તથા કુટુંબની મમતા અને બીજી બાજુ સ્વદેશ પ્રેમ અને માતૃભૂમિને સ્વતંત્ર કરવાની તમન્ના. એ બંને વચ્ચે મનમાંહ્ય જામ્યો મનમાં વિચારોનું ઘુમુલ યુદ્ધ ખેલાયું. પણ લોકક્રાન્તિના એ સેવકને પત્નિ પ્રેમ અને કુટુંબ પ્રેમ કરતાં સ્વદેશ સેવા ચઢિયાતી લાગી.

ઇ. સ ૧૯૪૨ ની ચળવળમાં તેમને પૂરજોશમાં ભાગ લેવા માંડયો. ગાંધીજીના ' કરેંગે યા મરેંગે ' સૂત્રને નજર સામે રાખી નડુભાઇએ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝુકાવ્યું. '૪૨ ની લોકક્રાન્તિની કથા એ દિલ કંપાવનારી કથા છે. બ્રિટીશરોએ કોઇ પણ જાતનો મારામારનો વિચાર કર્યા વગર, અમાનુષી અત્યાચાર સ્વાતંત્ર્ય માટે ઝૂઝતી પ્રજાપર ગુજારવા માંડયો લારી ગાર્ડ અને રીઅર-પ્રેસ તેઃ ઠીક પણ જાણે જંગલી પશુઓનો શિકાર કરતા હોય, તેમ અનેક આશાભર્યા નવલોહીયાં યુવક યુવતીઓ અને નિર્દોષ બાળકોને પણ શયદાસોની ગોળીઓથી ઠાર કરવા લાગ્યા.

દેશભરમાં ક્રાન્તિનો જ્વાળા ફેલાઇ ગયો હતો. દરેક શહેરમાં રોજ બરોજ આઝાદીની મુક્તિ માટે સંગ્રામ ખેલતા વીરોના મરણનો આંકડો વધતો જતો હતો અનેક યુવક યુવતીઓ શહાદતને વરી ચૂક્યાં હતાં. નડીયાદમાં પણ ક્રાન્તિની ચિનગારી પડી હતી અને તેમાંથી અગ્નિ પ્રજ્વળી ઉઠયો હતો.

નડીયાદમાં સરઘસ નીકળ્યું આઝાદીની મુક્તિ ઝંખનાર જુદી,

યુવાનો, સ્ત્રીઓ અને નાનાં બાળકો, સરઘસમાં, જોડાયાં. આઝાદીનાં સૂત્રો પોકારતું સરઘસ નારસુંદેરના મંદિર આગળથી પસાર થઈ રહ્યું હતું. એ સૂત્રો અસહ્ય થતાં બ્રિટીશ સામ્રાજ્યના અમલદારોથી સહન ન થઈ શક્યાં. તરતજ રાઇફલોમાંથી ધડાધડ ગોળીઓ છૂટવા લાગી. અનેકને ઘાયલ કર્યા. યુવાનો હસતે મુખડે એ ગોળીઓ ઝીલતા હતા. અને મોતને ભેટવા પડાપડી કરતા હતા. નડુભાઈ પણ મોખરેજ હતા. આવતી ગોળીઓને ખુલ્લી છાતીએ ઝીલતા હતા. એકાએક ગોળી વાગી અને મંદિર આગળ પટકાઈ પડયા. થોડાજ સમયમાં પ્રાણ પંખેરૂં ઉડી ગયું. નડુભાઈ કોડભરી પત્નિ, વ્હાલસોયી માતા અને પ્રેમાળ ત્રણ ભાઈઓને ટળવળતાં મૂકી સદાને માટે પરલોક પ્રયાણ કરી ગયા. તેમની સ્મશાન યાત્રા નીકળી અંતિમ સંસ્કાર વિધિ થયો.

તેઓ શહીદ બન્યા છે. આપણે માટે એક અમર સંદેશો મૂકતા ગયા છે. ' શહીદોએ પોતાના લોહીથી સીંચેલા સ્વાતંત્ર્ય બાગને, ફાલ્યો ફુલ્યો બનાવી કાયમ ટકાવી રાખશો "

જણાવતાં દુઃખ થાય છે કે એ શહીદવીરના સ્મારકમાં નડીયાદમાં કંઈ થયું નથી. ખેર ! જનતા તેમને ભૂલી શકશે નહિ. જનતાના હૃદયમાં તેમનું સ્થાન અજર અને અમર રહેશે. આપણે પણ શહીદ નડુભાઈને નત મસ્તકે વંદન કરીએ છીએ પ્રભુ ! તેમના કુટુંબને આવી પડેલી આફત સહન કરવા શક્તિ અર્પે, એજ અભ્યર્થના.



# કિશોર શહીદવીર મનુભાઈ



શહીદવીર મનુભાઈ

દોઢ દોઢ સૈકાથી ગુલામીની જંજીરોમાં જકડાયેલા દેશને સ્વતંત્ર કરવામાં, આઝાદી અપાવવામાં તથા ગુલામીની ધૂંસરી ફગાવી દેવામાં અનેક શહીદવીરોએ પોતાના દેહના બલિદાન સ્વાતંત્ર્ય યજ્ઞમાં હોમી દીધા છે તેઓની પવિત્ર અને શુદ્ધ શહાદતના ફળ રૂપે હાલની આઝાદીના મંડાણ થયા છે

૧૯૪૨ ની ઑગસ્ટ એટલે ભારત મુક્તિનો છેલ્લો સંગ્રામ  સારાયે દેશભરમાં સંગ્રામનો પયગામ પહોંચી ગયો હતો  એ સંગ્રામને દબાવવા પરદેશી શાસનકર્તાએ લાઠીમાર ચલાવ્યો, ટીયર ગેસ છોડયો, અરે ગોળીઓ વરસાવી પણ એ બધું નિષ્ફળ નિવડ્યું. અને ઉલ્ટું જ છેડાયેલ નાગ જેમ વધુ વિફરે, તેમ ભારતીય પ્રજા સ્વાતંત્ર્ય સંગ્રામમાં મોખરે થઈ લડવા લાગી, જેલમાં જવા લાગી  અને શહાદતને વરવા લાગી  પરદેશી સત્તાએ એ સંગ્રામને દબાવવા અત્યાચાર ગુજાર્યા હતા  જેના ધાડા ચકચારી જેવા ગામડામાં પણ કી-ધા સિવાય રહ્યા નહિ

૪૨ ની ક્રાન્તિમાં બાર વર્ષના એક કિશોર રાષ્ટ્રધ્વજ લઈ સરઘસને મોખરે આરોહણ કરી રહ્યો હતો  અને ભારત રાષ્ટ્રધ્વજનું રક્ષણ કરતા કરતા એણે પોતાનો જાન આપ્યો એવા વીર કિશોરની વરસગાંઠ ચાલુ રહે તથા દિનનું ઢાવ પુ ક્રિ

ન બને! એ કિશોરનું નામ હતું મનુભાઈ પટેલ. તેમના પિતાશ્રીનું નામ રાવજીભાઈ હતું. તેમનું કુટુંબ પ્રથમથી દેશસેવાના રંગથી રંગાયું હતું. તેમના ભાઈએ ૩૧ ની ચળવળમાં ભાગ લીધો હતો, અને જેલવાસી બન્યા હતા. તેમના કાકા પણ વ્યક્તિગત સત્યાગ્રહમાં જોડાયા હતા અને જેલયાત્રા ભોગવી હતી એવા દેશપ્રેમી કુટુંબના વીર પુત્રે '૪૨ની ક્રાન્તિમાં ઝંપલાવ્યું હતું

મનુભાઈને નાનીવયમાં તરવા તથા ઘોડેસ્વારીનો શોખ હતો બાળપણથી નિડરતાનો પાઠ શિખ્યા હતા. વિદ્યાર્થી તરીકેની કારકીર્દી પણ ઉત્તમ હતી; આમ બાળપણ વિતાવી કિશોરાવસ્થામાં પ્રવેશ્યા હતા.

'૪૨ ની ક્રાન્તિનો નાદ સંભળાયો 'કરેંગે યા મરેંગે'ના મુક્તિમંત્રે મનુભાઈને અભ્યાસમાંથી તિલાંજલી અપાવી અને મુક્તિ સંગ્રામમાં ઝૂકાવવા આદેશ કર્યો. ૧૪ મી ઑગસ્ટની સવારે ચકલાસી ગામમાં એક સરઘસ નીકળ્યું તે સરઘસને સત્તાવાળાઓએ વિખેરી નાખ્યું. પણ આટલેથી, સ્વાતંત્ર્યપ્રેમી પ્રજા હતાશ બને તેમ ન હતું. ફરીથી તેજ દિવસે સાંજે સરઘસ નીકળ્યું તેમાં સૌથી મોખરે કિશોર મનુભાઈ રાષ્ટ્રધ્વજ લઈ ઉન્નત મસ્તકે આગેકૂચ કરતા હતા. સામેથી પોલીસે સરઘસને વિખેરી જવા હુકમ છોડયો પણ મુક્તિયાત્રાએ નીકળેલા યાત્રીઓ મુક્તિ વિના પાછા શાના ફરે ! તેઓ તો આગળ વધતા હતા. પોલીસે ગોળીબાર કર્યો. રાષ્ટ્રધ્વજ લઈ આગળ જતા મનુભાઈએ જરા પણ ડર્યા સિવાય, નિડરતાથી આવતી ગોળીને વધાવી લીધી અને ત્યાંજ તેઓએ પ્રાણ દેશના મુક્તિયજ્ઞમાં ન્યોછાવર કર્યો. તેમની યાદમાં ચકલાસી ગામની મુખ્ય ભાગોળે એક ખાંભી ઉભી કરવામાં આવી છે અને ગામમાં રૂ. ૪૫૦૦૦) નું "શહીદ મનુ સ્મારક" દવાખાનું બંધાવ્યું છે.

કોઇપણ ઘટના, પછી એ વકતૃત્વ કળાની હરિફાઇ કે ચિત્રકામની હરિફાઇ હોય. એના મળતાવડા સ્વભાવે અને દેશની તથા સમાજની સેવા કરવાની ધગશે શાળામાં તેમજ તેના મહોલ્લામાં લોકપ્રિય બનાવી હતી.

એવી એક આશાસ્પદ કુમારી '૪૨ ની ક્રાન્તિથી કેમ દૂર રહી શકે ? એમાં પણ એણે ઝંપલાવ્યું. ઓકટોબરની ૨૫ મી તારીખે સરઘસને મોખરેથી એમની ગીરફતારી કરવામાં આવી. અને ૭ માસની જેલની સજા થઇ. જેલે યારી ન આપી. આકરી કસોટી આવી હતી. ટાઇફોઇડથી પટકાઇ પડી. અને એણે દેશની ખાતર પોતાના કુટુંબીઓની યાદ કરવાનું છોડી ૪થી ડીસેમ્બરે પોતાનું બલિદાન આપ્યું આજે તો એ એક સ્મરણ છે જ. પરંતુ મોંઘું અને દેશના નવયુવાનોનું મેળવેલું આઝાદીનું ધન મ ચવી રાખવા બોધ પૂરો પાડતું એક અજોડ બલિદાન છે

એ પ્રસંગે બેન પ્રભાવતીના પિતાશ્રીને અનેક આશ્વાસનોના સંદેશાઓ જેલ અને જેલ બહારના, એમના મિત્રોઓ તરફથી મળ્યા હતા જેમાં મુખ્યત્વે શ્રી સરલાદેવી સારાભાઇ, શ્રી જ્યોત્સ્ના બેન શુકલ, શ્રી વસુમતિ ઠાકોર, શ્રી જ્યોતિન્દ્ર દવે, શ્રી લીલાવતીબેન દેસાઇ, શ્રી કાનુગાના હતા. પ્રભો ! એમના માત પિતાને સહનશીલતા બક્ષે, અને વંદન હજો તેમની શહાદતને.

## અંજલી

અકાળે કુમળી વયે બેન પ્રભાના ઓચિંતા વિચિત્ર સંજોગોમાં અવસાનના સમાચાર સાંભળી ખરેખર દિલને ઊંડો આઘાત લાગ્યો. આ આવી પડેલી આપત્તિનો સામનો કરવાની પ્રભુ તેમના કુટુંબને ધીરજ અને શક્તિ આપે.

—શ્રી પોપટ વ્યાસ.

માજી મંત્રી, અં શુ. વિ. કમિ.

# શહીદવીર બચુભાઈ નાયક


શહીદવીર બચુભાઈ

શહીદવીર બચુભાઈ નાયકનો જન્મ સુરત શહેરમા અનાવિલ બ્રાહ્મણ જ્ઞાતીમા થયો હતો તેઓ સુરતની માધ્યમિક શાળામા સાતમા ધોરણમા અભ્યાસ કરતા આ શાળાના વિદ્યાર્થી મંડળના મંત્રી તરીકે તેઓ કામ કરતા હતા વિદ્યાર્થી-સંઘના ઉપક્રમે યોજવામા આવતી વિવિધ વિદ્યાર્થી પ્રવૃત્તિઓમા તેઓ હમેશા મોખરે રહેતા શાળામા પણ તેજસ્વી વિદ્યાર્થીઓમા તેમની ગણના થતી હતી અને શિક્ષકોના પ્રિય પાત્ર ગણાતા

૯ મી ઓગસ્ટ ૧૯૪૨ નો દિવસ હિંદના ઈતિહાસના સુવર્ણ અક્ષરે લખાશે. તેજ દિવસે મહાત્માજીની કોંગ્રેસે અંગ્રેજોને હિંદમાથી હાંકી કાઢવા માટે ' અંગ્રેજો હિન્દ છોડો ' નો ઠરાવ પસાર કર્યો અને સત્યાગ્રહની ચળવળના બીજ રોપાયા આ બીજને જડમુળથી ઉખાડી નાખવા અંગ્રેજો તત્પર બન્યા અને મહાત્માજી તેમજ અન્ય આગેવાન નેતાઓની ધરપકડ કરી જેલમા પુરી દીધા અંગ્રેજોના આ પગલાથી જનતા બહુ ઉશ્કેરાઇ અને સ્વાતંત્ર્ય સંગ્રામ બમણાં જોસથી ફાટી નીકળ્યો અનેક યુવક યુવતીઓ પણ આ સંગ્રામમા સામેલ થયા. બચુભાઇએ પણ અભ્યાસને તિલાંજલી

આપી શાળાને છેલ્લી સલામ કરી અને મા-ભોમની મૂક્તિ કાજે સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવ્યું. તેમના દિલમાં તો કાંઇ કરી છુટવાની તમન્ના હતી. તેઓ કોઇ તકનીજ રાહ જોઇ રહ્યા હતા. આ તક તેમને અનાયાસે પ્રાપ્ત થઇ ગઈ.

તા. ૧૭ મી ડીસેમ્બરના દિવસે વિદ્યાર્થીઓની એક જંગી સભા અંગ્રેજોની નીતિનો વિરોધ કરવા એક મેદાનમાં એકઠી થઇ. બચુભાઈ આ સભાના વકતા હતા. આવા કપરા સંયોગોમા વિદ્યાર્થીઓએ પોતાની હડતાલને સફળ બનાવવા કેવા પગલાં ભરવા જોઇએ એ વિષે તેઓએ એક જુસ્સાદાર ભાષણ આપ્યું. અંગ્રેજોની નીતિ વિરૂદ્ધ ભાષણ આપવા બદલ બચુભાઇની ધરપકડ કરવામાં આવી. અને તેમના ઉપર કોર્ટમાં કામ ચલાવવામા આવ્યુ. છ માસની સજા થઇ અને તેમને જેલના સળીયા પાછળ ધકેલી દીધા. આમ નાની ઉમરમા જ પોતાના દેશને સ્વતંત્ર કરવા તેમણે જેલયાત્રા વેઠી

જેલમા જવા છતા તેમના તેજસ્વી મુખ ઉપર જરાપણ શેકની છાયા નહોતી. તેમના દિલમાં તો હમેશાં ચચાજ કરતું કે કયારે છ માસ પુરા થાય અને પાછો હુ મારી સ્વાતંત્ર્ય સંગ્રામની પ્રવૃત્તિઓમા ઓતપ્રોત થઈ જાઉં. પરંતુ કમનસિબે તેમના મનની મુરાદ બર આવી નહિ. મુદત દરમિયાન તેઓ ક્ષયના અસાધ્ય રોગમાં પટકાઇ પડયાં, તેમનુ મૃત્યુ કદાચ જેલમા થશે તો જનતા વધુ ઉશ્કેરાશે એ ભયથી સજાની મુદત પૂરી થતાં પહેલાજ તેમને જેલમાથી મુક્ત કરવામાં આવ્યાં. તેમના પિતાશ્રીએ તેમને સુરતમાં આવેલી પ્રખ્યાત ક્ષય નિવારણ હોસ્પીટલમાં દાખલ કર્યાં. પરંતુ તેમના દિવસો ભરાઇ ચુકયા હતા. ખૂબ માવજત છતાં પણ

તા ૩૦-૧-૪૩ ના દિવસે તેમનો આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરી અંગ્રેજો વિરુદ્ધ ફરિયાદ કરવા પરલોકમાં પહોંચી ગયો. અને તેઓ શહીદ બન્યા.

પુત્ર વિયોગનો આ કારમો આઘાત તેમના પિતાશ્રી સહન કરી શક્યા નહિ અને થોડાં દિવસ પછી તેમણે પણ પોતાના વહાલા પુત્રને મળવા પુત્રના પંથે પ્રયાણ કર્યું.

આમ નાની ઉંમરમાંજ દેશપ્રેમની લાગણીને લીધે અચુભાઇએ પોતાના જીવનનું બલિદાન આપ્યું.



## —શહીદવીર રમણલાલ—



શહીદવીર રમણલાલ

**શહીદવીર** શ્રી રમણલાલ સુરત જીલ્લાના હરીપુરા ગામના વતની હતા. તેમનું કુટુંબ વેપાર અર્થે કલકત્તામાં વસતું હતું તેથી તેમનો જન્મ કલકત્તામાં થયો, છતાં તેમનું બાળપણ તો સુરતમાં વીત્યું.

તા ૯મી ઓગષ્ટ ૧૯૪૨નો દિવસ હિંદની તવારીખમાં સુવર્ણ દિન તરીકે ઓળખાશે. કારણકે તેજ દિવસે હિંદ મૈયાને અંગ્રેજોની ગુલામી ચૂંગાલમાંથી મુક્ત કરવા ગાંધીજીની કોંગ્રેસે 'અંગ્રેજો, હિંદ છોડો' 'Quit India' નો બુલંદ પોકાર કર્યો અને સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ થયો. ગાંધીજી વગેરે કેટલાય દેશનેતાઓને

જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યા. કેટલાય આશા ભર્યા યુવકો, કોડભરી યુવતિઓ પોતાની મહત્વાકાંક્ષાઓને તિલાંજલી આપી આ સ્વાતંત્ર્ય સંગ્રામમાં સામેલ થયા સ્વ. રમણલાલ પણ આ યુવકોમાના એક હતા. આ વખતે તેમનું વય ફક્ત ૨૦ વર્ષનું હતુ તેમના દિલમાં કેટલીય આશાઓ, અરમાનો ભર્યાં હતાં, છતાં માભોમની મુક્તિ કાજે આ બધાં અરમાનોનો ત્યાગ કરી શાળાને પણ છેલ્લી સલામ કરી તેમણે આ સ્વતંત્ર્ય યુદ્ધમા ઝંપલાવ્યુ, અને વિદ્યાર્થીઓને સંગઠીત તેમની સંચાલન દોરી પોતાના હાથમા લીધી, આમ પોતાનું બહુજ ધ્યાન દેશસેવાઓમા કેન્દ્રિત કર્યું.

નવેમ્બર માસ ચાલતો હતો. સુરતના ગોપીપુરા વિભાગ માંથી 'અગ્રેજો ચાલ્યા જાવ' ના બુલંદ પોકારો વચ્ચે વિદ્યાર્થીઓનુ એક જંગી સરઘસ નીકળ્યું. રમણલાલ આ સરઘસના મોવડી હતા. અને સરઘસના ગોખરે હાથમાં ત્રીરંગી ઝંડો લઈ ચાલતા હતા 'અંગ્રેજો ચાલ્યા જાવ' ના પોકારો અગ્રેજ સૈનિકો સહન કરી શકયા નહિ, અને આગળ જતા સરઘસને અટકાવવામા આવ્યુ સરઘસ ઉપર લાઠી ચાર્જ કરવામાં આવ્યો અને તેના નેતા રમણલાલની ધરપકડ કરવામા આવી સરકાર વિરોધી ચળવળમા આગેવાની ભર્યો ભાગ લેવા માટે તેમના ઉપર કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું. ૭ માસની સજા થઈ અને તેમને સાબરમતી જેલના સળિયા પાછળ ધકેલી દીધા

વધુ દેશ સેવા કરવાનું તેમના ભાગ્યમા નહિ લખાયુ હેય ૭ માસની સજા પછી જ્યારે તેઓ સાબરમતી જેલમાથી મુક્ત થવાના હતા, તેના ચાર પાંચ દિવસ અગાઉજ પ્લુરીના ભયંકર દર્દથી પટકાઇ ગયા. ખૂબ સારવાર કરવા છતાં તેઓ

સાજા થયા નહિ અને ૩૦મી માર્ચ ૧૯૪૩ના દિને સાબરમતી જેલમાંજ તેમનો જીવનદીપ બુઝાયો. તેઓ શહીદ બન્યા. તેમનું પ્રાણ પંખેરૂ અંગ્રેજોના ભીષણ હત્યાકાંડની ફરિયાદ કરવા પરમેશ્વરના દરબારમાં પહોંચી ગયું.

રમણલાલના જેલમાં શહીદ થયાના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા. ગુજરાતમાં શહીદ થનાર આ પ્રથમ યુવાન હતા. સુરતમાં આ સમાચારની જાણ થતાં શહીદવીરને અંજલી આપવા માટે એક જંગી શોક સરઘસ નીકળ્યું. આ શોક સરઘસ પણ સરકાર સહન ન કરી શકી. સરઘસમાંથી ત્રણ આગેવાન બહેનોની ધરપકડ કરવામાં આવી. અમદાવાદની સ્વાતંત્ર્ય પ્રેમી જનતાએ આ શહીદવીરના માનમાં સંપૂર્ણ હડતાળ જાહેર કરી ગુજરાતના પ્રથમ શહીદવીરને રાજનગરની જનતાએ આ પ્રમાણે અંજલી અર્પી તેની શહાદતને સન્માની.

આ રીતે વીસ વર્ષના નવજુવાન સ્વ. રમણભાઈએ મા ભોમની મુક્તિ કાજે નાની વયમાંજ પોતાના જીવનનું બલિદાન આપી ગુજરાતની જનતાને સ્વાતંત્ર્યનો પયગામ પહોંચાડયો.

'લાખ લાખ વંદન હજો હમારા એ શહીદવીરને'



## "૪૨ની ક્રાંતિનો એક કિશોર શહીદ"

(સંપાદક:- શ્રી હર્ષદ પટેલ)



"બાપુજી, ચાલોને હરિપુરા કોંગ્રેસમા પૂ. ગાંધીજીના પણ દર્શન થશે " પૂ ગાંધીજીના દર્શન માટેના આતુર કિશોરે તેના પિતાને કહ્યું.

"ભાઇ, સંજોગોનુસાર ત્યા જઇ શકીએ એમ નથી" પિતાએ જવાબ આપ્યો

કિશોર નિરાશ થઈ સૂઇ ગયો.

**શહીદવીર શિરીષકુમાર.** રાત્રે તે ખૂબ રડવા લાગ્યો. તેને પૂ ગાંધીજીના દર્શનની તાલાવેલી લાગી હતી તેના પિતાએ તેને ઉઠાડયો અને સાંત્વન આપ્યુ પિતાએ હરિપુરા કોંગ્રેસ અધિવેશનમા જવાનું તરત નક્કી કર્યું અને તેજ રાત્રે પેલો કિશોર અને તેના માતાપિતા બધા હરિપુરા જવા નીકળ્યા.

તેઓ હરિપુરા આવી પહોંચ્યા. બધે ફર્યા. પૂ. ગાંધીજીના દર્શન હજી થયા નહોતાં તેઓ બે કલાક સુધી મેદાનમાં ઉભા રહ્યા. એટલામાં સમાચાર આવ્યા કે પૂ ગાંધીજી અને કસ્તુરબા આવે છે. તેઓ નજીક આવી પહોંચ્યા એટલે પેલો કિશોર એકદમ દોડી આવ્યો અને પૂ ગાંધીજીના ચરણમા માથું મૂકી દીધું. કિશોરના આ કાર્યથી પૂ ગાંધીજી વિચારમા પડયા. તેને ઉઠાડયો અને પૂછ્યુ " તું એકલો છે ? તારા માબાપ કયા છે ?"

પેલા કિશોરે આગળીતની પોતાના માબાપને બતાવ્યા પૂ. ગાંધીજીએ તેને આશીર્વાદ આપતા કહ્યું "સાચો દેશસેવક થજે." પૂ. ગાંધીજીના દર્શનથી તેની તમન્ના પુરી થઈ. તેને ખૂબ આનંદ થયો. આ સમય હતો ઈ. સ ૧૯૩૮ નો. કિશોરની ઉંમર હતી તેર વર્ષની.

આ કિશોરનુ નામ શિરીષકુમાર હતું. પિતાનું નામ શ્રી પુષ્પેન્દ્ર મહેતા અને માતાનુ નામ શ્રી સવિતા બહેન. સાત ભાઇ બહેનોમાં તે સૌથી મોટો હતો. તેનું જન્મસ્થળ નંદરબાર અને જન્મ સમય ૨૮-૧૨-૧૯૨૬.



સંગ્રહ:- શ્રી. દર્શક પટેલ

તેના પિતા વેપાર અર્થે સુરતથી અહીં આવી વસ્યા હતા. પિતા ઇલેકટ્રીક કોન્ટ્રાક્ટર, રેગીમાકર તથા રેડિયો અને ગ્રામના વેપારી છે.

શિરીષકુમારનો ચહેરો કાયમ હસતો રહેતો હતો તે સ્વભાવે મિલનસાર હતો. આજ્ઞાધારક અને અતેજ બુદ્ધિનો. શિરીષ શરીરે તંદુરસ્ત હતો.

શિરીષ ઉમનો માહિતગાર, કલાકાર અને દિલદાર વિદ્યાર્થી હતો. શિક્ષકો નક્કી તેને માન

હતુ તે વિદ્યાર્થીઓનો આગેવાન, સેનાદળનો સૈનિક, સાહિત્ય સભાનો મત્રી અને કુમાર મડળનો સ્થાપક હતો

શિરીષનુ જીવન સાદુ, સ્વચ્છ સતોષી, આનદી અને નિયમિત હતુ

પૂ ગાધીજી પ્રત્યે તેને બાલ્યકાળથીજ આકર્ષણ હતું કોંગ્રેસની પ્રવૃત્તિ અગે તેના પિતાને તે વારવાર પ્રશ્ન પૂછતો આઝાદીની ચળવળમા વિદ્યાર્થીઓ શો ફાળો આપી શકે તેની તે વારંવાર ચર્ચા કરતો તેને વિચાર આવતો કે આઝાદીની લડતમા વિદ્યાર્થીઓ કઇજ ન કરી શકે? માત્રથી કઇજ થઇ ન શકે? આ પ્રશ્ન પર તેના હૃદયમા ખૂબ મથન જાગતુ

સન ૧૯૪૨ નો 'ચલે જાવ' નો મહાસમિતિનો અને પૂ. ગાધીજીનો 'કરગે યા મરેગે" નો આદેશ જાણી તેના હૃદયમા તોફાન જાગ્યુ અહિંસક રીતે કામ કરવાની તેણે પિતા પાસેથી રજા મેળવી વિદ્યાર્થીઓનુ સગઠન કર્યું તા ૧૦ મી ઑગસ્ટથી પદર દિવસ સુધી શાળામા હડતાળ પડાવી

સપ્ટેમ્બર માસની તારીખ ૬-૭-૮ આવી પહોચી સુભાષ બાબુએ સાયગોન રેડિયોથી "ક્વીટ ઇન્ડિયા" નો દિવસ ઉજવવાનો આદેશ હિન્દીઓને આપ્યો શાળામા સપૂર્ણ હડતાળ પાડવાનુ નક્કી કર્યું શિરીષ તા ૭મી સપ્ટેમ્બરની સવારે વિદ્યાર્થીઓની સરદારી લઈ સરઘસ કાઢ્યુ રસ્તે માને ગુરુજીની પત્રિકા છડે ચોક વહેચી પોલીસે સરઘસને વિખેરી નાખ્યુ શિરીષકુમાર સાથે ૪૦ વિદ્યાર્થીઓની ધરપકડ થઈ તેઓને જેલમા પૂરી દીધા જે વિદ્યાર્થીઓ માફી માગે તેને જેલમુક્ત કરવા અમલદારો તૈયાર હતા કોઇએ માફી માગી નહિ શિરી

પના પિતા તેને જેલમા મળવા આવ્યા તેમને ખબર હતી કે સાજે સૌને છોડી મૂકવાના છે, છતા પણ તે શિરીષની કસોટી કરવા આ યા હતા

પિતાએ કહ્યુ, 'તુ કહે તો ફોજદારને તને છોડી મૂકવા માટે કહુ"

શિરીષે જવાબ આપ્યો "શા માટે મને એકલાને છોડે? જો છોડવા હોય તો બધાને જ છોડે"

પિતાએ ફરી કહ્યુ, "જો ભાઇ, આજે સાઈ સારૂ ખાવાનું ગામવાળાએ મોકલ્યુ છે એવુ દરરોજ જેલમા નહિ મળે અને પછી તું રડશે '

તેણે જવાબ આપ્યો 'તમે મને આમ નાહિંમત શા માટે બનાવો છો? તમારા તરફથી મને આવી આશા નહતી લોકો દેશને માટે જાન આપે છે તો મારાથી જેલ નહિ સહેવાય"

પિતાએ મનમા તેને ધન્યવાદ આપ્યો અને પાછા ફર્યો સાજે બધાને જેલમુક્ત કરવામા આવ્યા

ગણપતિ ઉત્સવ નિમિત્તે નાટ્યપ્રયોગ કરવાનો હતો તેનું દિગ્દર્શન શિરીષકુમાર કરતો હતો નાટકનું રીહર્સલ પોતાને ઘેરજ વખત મળના ચાલુ રહેતુ

તા ૮ સપ્ટેમ્બરે રાત્રે નાટકનુ રીહર્સલ પૂરૂં કરી તે ત્રણ કલાક સૂતો કેમે કરી તેને ઉંઘ આવે નહિ ત્રણ ચાર વખત હદી બારી ઉઘાડી બહાર કોર્ટની રાહ જોવા કરે સવારના પાચ વાગ્યા ને ઉઠ્યો અને માતાને ઉઠાડી કહ્યુ "હું જાઉ છુ"

માતાને ફાળ પડી, કારણ કે દેશભરમા સરકારી દમન પૂર જોશમા ચાલતુ હતું. માતાએ પૂછયુ, "ભાઈ, કયા જાય છે?" તે હસી પડયો અને બોલ્યો, "અરે, ગભરાઈ ગયા? હુ કંઈ 'કરેગે યા મરેગે' કરવા જતો નથી. હમણાજ સાને ગુરૂજીની પત્રિકાઓ ઘેર ઘેર નાખી પાછો આવુ છુ.' માતાની રજા લઈ સ્ફૂર્તિથી પત્રિકા વહેચવાનુ કામ પૂરૂ કરી પાછો આવી પહોચ્યો

પૂ ગાધીજીની જેલયાત્રાની પહેલી માસિક તિથિ હતી એટલે કે ૯ મી સપ્ટેમ્બર હતી આજે કંઇક થશે એવી અટકળો શહેરીઓ કરતા હતા

તા. ૯ મી સપ્ટેમ્બરે શાળા બધ રહેશે એવી જાહેરાત હેડ માસ્તર તરફથી થઇ હતી શાળા મ્યુનિસિપાલિટીની હતી સ્કુલ બોર્ડના કોગ્રેસવાદી ચેરમેનના કહેવાથી શાળામા રજાની નોટીસ મુકાઈ હતી. મ્યુનિસિપાલિટીના પ્રમુખને શાળા બધ રહે એ ગમતું નહોતું. તે સરકારના ખાંધિયા હતા. તેણે પોલીસની મદદથી શાળામા વિદ્યાર્થીઓને બોલાવી શાળા ચલાવવાનું ફરમાન કર્યું. વિદ્યાર્થીઓએ શાળામા નહિ જતા હડતાળ પાડવાનું નક્કી કર્યું પ્રમુખના કહેવાથી ફોજદારે પોલીસને હુકમ કર્યો કે છોકરાઓને શાળામા લઈ આવો. પોલીસ વિદ્યાર્થીઓના ટોળા તરફ આવવા લાગ્યા શિરીષ સૌથી આગળ ઉભો હતો તેણે પોલીસોને કહ્યુ કે અમારે પ્રમુખ તથા હેડ માસ્તર સાથે વાત કરવી છે, ત્યા સુધી અહીંથી કોઇ ખસી શકશે નહિ શિરીષ સહિત ચાર વિદ્યાર્થીઓને શાળામા બોલાવવામા આવ્યા ફોજદાર પણ ત્યાજ હાજર હતો. ફોજદાર મુસ્લીમ હતા શિરીષે પ્રમુખને કહ્યુ, "અમે ચોર નથી, અમે કોઇ ગુન્હો કર્યો નથી ફોજદારની હાજરીની જરૂર નથી

એમને પહેના બહાર જવા કહો ત્યારબાદ વાટાઘાટ થશે" આ સાંભળી ફોજદારની આંખ લાલ થઇ પ્રમુખે સમય વર્તી ફોજદારને બહાર જવા કહ્યું વિદ્યાર્થી તરફથી દલીલ થઈ "એક વખત નિશાળની રજાની નોટીસ જાહેર થયા પછી આવી રીતે શાળા ચાલુ કરી શકાય નહિ'

પ્રમુખને ગળે વાત ઉતરી નહિ વાટાઘાટનું પરિણામ નિષ્ફળતામા આવ્યુ વિદ્યાર્થીઓ ચાલ્યા ગયા પ્રમુખ પોતાના વિચારમા મક્કમ રહ્યા તેણે ફોજદારની મદદ માગી

શિરીષ વિદ્યાર્થી મિત્રો પાસે પહોચ્યો અને બોલ્યો "ભારતમાતાનો સાચો સપૂત હોય તે અહીંથી એક પગલું પણ શાળા તરફ ન માડે અને આ ધ્વજનુ રક્ષણ કરે' આનો જવાબ વિદ્યાર્થીઓએ 'કરેંગે યા મરેંગે' 'ઇન્કિલાબ ઝીંદાબાદ' ના પોકારોથી આપ્યો ફોજદાર શિરીષને પકડવા ગયો તેણે રાષ્ટ્રધ્વજ ખેચવા પ્રયત્ન કર્યો શિરીષે તેનુ રક્ષણ કરવા પ્રયત્ન કર્યો ખેચતાણ શરૂ થઈ શિરીષે પોલીસને હફાવવા ધ્વજ બીજા વિદ્યાર્થીને આપી દીધો ફોજદાર બીજા વિદ્યાર્થી તરફ ફર્યો બીજાએ ત્રીજાને, ત્રીજાએ ચોથાને ચોથાએ પાચમાને ધ્વજ આપી ફોજદારને હંફાવ્યો બીજા વિદ્યાર્થીઓએ હુરિયો બોલાવવા માડી લોકો પણ ભેગા થઇ ગયા કેટલાકે ફોજદારને સમજાવ્યો કે વિદ્યાર્થીઓ સાથે બાથ ભીડી નકામી નામોશી શા માટે લો છો ફોજદાર સમજ્યો પોલીસો લઇ પાછો ફર્યો છોકરાઓની જીત થઈ સર્વત્ર આનદ ફેલાયો ત્યાજ સભા ભરાઇ અને નક્કી થયુ કે બીજી શાળાઓમા હડતાળ પડાવવી અને માણેકચોકમા જઈ ધ્વજ ફરકાવવો

કોને ખબર હતી કે આજે ગભરુ બાળકો જાલમી અગ્રેજ સરકારના નોકરોની ગોળીઓના ભોગ બની શહીદ બનશે

આ બાજુ પેલા અપમાનિત ફોજદારે પોતાના ઉપરી અમલદારને સઘળી હકીકત કહી અને આ સર્વનુ મૂળ શિરીષ છે એમ ઉમેર્યું. ફોજદાર, મુખ્ય ફોજદાર અને રેસીડન્ટ મેજીસ્ટ્રેટે અગ્રેજ સરકારને ગમે એવું કાર્ય કરવાનુ નક્કી કર્યું.

આનંદ મગ્ન અને વિજયી સરઘસે શહેરમા ફરવાનુ શરૂ કર્યું. લોકો પણ સરઘસમાં જોડાયા બપોરના બારનો સમય હતો. રસ્તામાં લવાદ કચેરી આવી વિદ્યાર્થીઓએ આ કચેરી પર રાષ્ટ્રધ્વજ ચઢાવવાનું નક્કી કર્યું શિરીષ તો મોખરે જ હોય ને! તે ન્યાયાધિશ પાસે પહોચ્યો અને વિવેકથી કહ્યુ, "અમારે કચેરીના મકાન પર ત્રિરગી રાષ્ટ્રધ્વજ ફરકાવવો છે. આપ પરવાનગી આપશો તો આપનો આભાર અને પરવાનગી નહિ આપો તો પણ અમે ધ્વજ ફરકાવીશુ જ."

ન્યાયાધીશના દિલમા પણ આઝાદીની તમન્ના હશે વિદ્યાર્થીઓનુ મોટું ટોળુ જોયુ. સમય પારખી તે કાંઇ બોલ્યા નહિ. વિદ્યાર્થીઓએ કચેરી પર ચઢી ધ્વજ ફરકાવ્યો રસ્તામાં આવતી શાળાઓમા હડતાલ પડાવી. સરઘસ આગળ વધ્યુ.

આગળથી નક્કી કર્યા પ્રમાણે પેલો ફોજદાર મુખ્ય ફોજદાર, રેસીડેન્ટ, મેજીસ્ટ્રેટ અને હથિયાર બધ પોલીસ મો -પોલીસ ચૉકી આગળ સરઘસની રાહ જોતા ઉભા હતા કેટલાક લોકોને મામલો તગ લાગ્યો. તેઓ સરઘસ સામે ગયા અને સમજાવવા માડયા વિજયી વીરો કાંઈ માને ? પોલીસ ચોકી પાસેથી સરઘસ પસાર થયું. પેલા ફોજદારે આંગળી વતી શિરીષની ઓળખ બીજા અમલદારોને આપી.

માણેકચોકના મેદાન પર સરઘસ પહોચવાની અણી પર

હતું, પાછળથી પોલીસોએ લાઠી માર શરૂ કર્યો. સરઘસમાં આસરે દોઢ હજાર નાના–મોટા વિદ્યાર્થીઓ હતા. સરઘસમાં ભંગાણ પડયું. એક તાલુકા ફોજદાર સરકારી કામે શહેરમાં આવ્યો હતો. તે ટોળાને વિખેરવા પોલીસોને મદદ કરતો હતો. કોઇ એક માણસે અંગત દ્વેષને કારણે આ ફોજદાર પર છરીથી હુમલો કર્યો, ફોજદાર જમીન પર ઢગલો થઇ પડયો. પોલીસે ગોળીબાર શરૂ કર્યો. અમલદારોની ત્રિપુટી શિરીષને શોધતી હતી. ગોળીબારથી છોકરીઓ ગભરાઇ. શિરીષે તેઓને આશ્વાસન આપ્યું. " બહેનો, કોઇ ભાગશો નહિ. મારામાં પ્રાણ છે. ત્યાં સુધી કોઇને ગોળી લાગવા નહી દઉં. એક લંગોટીયો મિત્ર દોડતો આવી પહોચ્યો અને શિરીષને પકડયો અને તેને ઘસડતાં બોલ્યો, " નાશ, નાશ પેલો ફોજદાર તને શોધે છે. ગોળીબાર થાય છે. ચાલ પેલી હોટલનું બારણું ઉઘાડું છે તેમાં પેસી જઇએ." શિરીષે બળ વાપરી તેના હાથમાંથી છુટો થયો અને બોલ્યો. " જા, જા તને જીવ વહાલો હોય તો ભરાઇ જા, હું તો કોઇ પણ ભોગે આ ધ્વજ રોપીશ અને બહેનોને સાચવીશ હોટલનું બારણું બંધ થાય તે પહેલાં તેમાં ભરાઇ જા. જીવતા રહીશું તો મળીશું. ન મળાય તો મારા વડીલને પ્રણામ કહેજે. " આ પ્રમાણે બોલતાં બોલતાં શિરીષ પોતાના મિત્રને હોટલ સુધી લઇ ગયો અને તેને હોટલમાં ધકેલી દીધો. શિરીષ પાછો પોતાની જગ્યાએ આવી ઉભો.

અમલદારો આવી પહોચ્યા. મુખ્ય ફોજદારે તેનું કાંડુ પકડી કહ્યું, " હરામખોર, ઝંડો લાવ, અહીંથી હટીજા. "

શિરીષે પડકાર આપ્યો, " જીવતાં તો ધ્વજ નહિ મળે અને હટવાની વાત જ નહિ. બહેનોનું રક્ષણ કરવાનું મેં તેમને વચન આપ્યું છે. "

પેલાએ કહ્યુ " જાનથી જઈશ

શિરીષે જવાબ આપ્યો 'બસ, એજ બીક બતાવો છો ' જાનની પરવા નથી એમ શુ ડગાવો છો ? ચલાવો ગોળી " ડાકુ ડોકાવી એક હાથમા ધ્વજ પકડી હાથ પહોળા કરી હસતો હસતો ફોજદાર સામુ ઉભો રહ્યો

પેલા ફોજદારે મુખ્ય ફોજદારને કહ્યુ " સાહેબ, આજ છોકરો બધી ધાધલનુ મૂળ છે એનેજ પૂરો કરો " ધડાકો થયો ગોળી શિરીષના કાન આગળથી પસાર થઈ પાછળ ઉભેલી છોકરીઓ પૈકી એક છોકરીના માથાના વાળને અડકી નીકળી ગઈ. ન અડ ગાયને વાગી છોકરીઓ બાજુ પર ખસી ગઈ શિરીષ અડગ ઉભો રહ્યો હતો, અને હસતો હતો. વીર શિરીષ બોલ્યો " બીજી ચલાવ ' બીજી ગોળી છૂટી તેના ડાબા માથામા ઘૂસી ગઈ હિંમતબાજ શિરીષે ફરી કહ્યુ " હજી ચલાવ " ત્રીજી ગોળી છુટી તેના જમણા પેટામા ગઈ

અડિસક શિરીષ બોલ્યો હજી ચલાવ ઉભુ છુ ' આગલુ બોની લથડીયુ ખાધુ દોસ્તોમાએ તેને પકડી રાખ્યો ધ્વજ હાથમા અણનમ હતો ચોથી ગોળી છુટી તે હૃદયની આરપાર નીકળી ગઈ અહિંસક વીર શિરીષ શહીદ બન્યો તે નીચે પડ્યો હજી વેર લેવુ બાકી હોય તેમ પેલા જુલમી ફોજદારે એક લાત મારી તેને બાજુ હડસેલી મૂકયો

બીજે ઠેકાણે ગોળીબાર ચાલુ હતા પોલીસોએ ૪૫ ગોળીઓ છોડી હતી આ નિર્દય ગોળીબારમા તેર માણસો ઘાયલ થયા અને શિરીષ સાથે છ કિશોરો સ્વર્ગે ગયા કિશોરોના નામ આ પ્રમાણે છે (૧) શિરીષકુમાર ઉ વ ૧૬ (૨) વનસુખલાલ ધ શાહ ઉ વ ૧૩ ( ) ઘનશ્યામ ગુ

નાહ ઉ વ ૮ (૪) લાલદાસ શુ શાહ ઉ વ ૧૪ (૫) શશીધર ની કેતકર ઉ વ ૨૦ (૬) બનગીનાન ભો મારવાડી ઉ વ ૧૧ ઉપરાંત બીજા કેટલા ઘાયલ થયા અને પરીણામે કેટલાકને શરીરે ખોડ રહી ગઈ કેટલાક ઉપર પોતા તાલુકા ફોજદારના ખુન અંગે મુકદમો ચલાવવામા આવ્યો પણ સૌ નિર્દોષ છુટ્યા

શિરીષના પિતા શહેરને બીજે છેડે રહેતા હતા તેમને ખબર પડી કે શિરીષ પર ગોળીબાર થયો છે એટલામા તો લોકો શિરીષના શબને લઈને આવતા જણાયા શિરીષકુમાર કી જય, ઇન્કીલાબ ઝીંદાબાદ કરેંગે યા મરેંગેના સૂત્રો ગજાવતા હતા

નવુ કીશોરોની સ્મશાન યાત્રા સાથે નિકળી અસંખ્ય લોકોએ ભાગ લીધો હતો

નંદરબારમા (ખાનદેશ જિલ્લામા) વીર ગુજરાતી કિશોર શિરીષ શહીદ બન્યો 'કરેંગે યા મરેંગે'ની તેની તમન્ના પૂરી થઈ આઝાદીના યજ્ઞમા વીર કિશોરનુ બલિદાન દેવાયુ આ કાળો દિવસ હતો ૯ મી સપ્ટેમ્બર ૧૯૪૨ નો

શિરીષની ત્રીજી પુણ્ય તિથિએ સ્વ માન ગુરુજીએ લોક સભા ભરી તેના સ્મારક માટેની રકમ ભેગી કરી જે જગ્યાએ કિશોરોનું બલિદાન દેવાયુ ત્યા એક સ્મારક સ્થંભ ઊભો કરવામા આવેલો છે

[illegible] સામયિકોએ આ વીર શિરીષને અંજલિઓ આપી હતી

—=[ ]=—

# અડાસની શહાદત

**'૪૨ ની** ચળવળમાં અડાસની શહાદત અગ્રસ્થાને છે નિર્દોષ યુવાનો પર રીતમ માગેએ ગોળીઓની ઝડી વરસાવી હતી અને હૈયાને કંપારી છૂટે તેવું જંગલીપણાનું કરુણ દૃશ્ય ખડું કર્યું હતું



**અડાસની શહાદતની ઝાંખી**

ફોટો] [શ્રી મનહર ચોક્સી, નડીઆદ

૪૨ નો 'હિંદ છોડો' નો નાદ ગામડામાં ગૂંજતો કરવા અને આણંદની ખેતીવાડી કૉલેજના ૩૪ યુવાનોની એક ટુકડી વડોદરાથી નીકળી આણંદ ઉપડી હતી મોનેજને જોયા બાદ તેઓ નાવલી ગામ તરફ રવાના થયા પરંતુ તેઓને રસ્તામાં સમાચાર મળ્યા કે પોલીસોની એક ટુકડી તેઓની પાછળ પડી છે એટલે પોલીસોની અથડામણમાં ન આવવું પડે તે ઉદ્દેશથી તેઓએ પોતાનો માર્ગ બદલીને અડાસ સ્ટેશનથી ગાડીમાં બેસવાનું નક્કી કર્યું તેઓએ નાવલીથી સીધા અડાસ સ્ટેશન તરફ કૂચ કરી બીજી બાજુ પોલીસની ટુકડી નાવલી ગામમાં પહોંચી ત્યાં આ વિદ્યાર્થીઓને ન જોયા તેથી તેઓ સાંજની ગાડીમાં બેસી અડાસ સ્ટેશને ઉતર્યા

આઝાદીના જંગના ઘવાએલા વીરો પાણી પાણીની બૂમો પાડતા હતા પરંતુ પોલીસે ન તો તેઓને પાણી પાયું કે ન તો લોકોને પાવા દીધુ મોડી રાત સુધી તેજ સ્થિતિમા તેઓને પડી રહેવું પડયુ રાત્રે ગુડઝ ટ્રેનમા તેઓને આણંદ લાવવામા આવ્યા અને ડૉ કુકના દવાખાનામા દાખલ કર્યાં આ હત્યા-કાંડમા પાંચ વિદ્યાર્થીઓ શહીદ થયા હતા જેમાથી નીચેના ત્રણ શહીદવીરોના ફોટા અને વધુ માહિતી મળી ન હોવાથી ટુંકમા જેટલી માહિતી મળી છે તેટલી આપી છે



અડાસ નજીક જંગલી ગોળીબાર
ફોટો] [શ્રી મનહર ચોકસી નડીઆદ

## શ્રી. રતીલાલ ગોરધનદાસ પટેલ

તેઓનો જન્મ તા ૧૪ ૭–૧૯૧૭ ના રોજ થયો હતો બાદરણના વતની હતા બરોડા કૉલેજમા અભ્યાસ કરતા હતા તેઓ અડાસ સ્ટેશને ખેતરમાજ મૃત્યુ પામ્યા હતા

## શ્રી. રમણલાલ પુરસોત્તમદાસ પટેલ

તેઓ ધર્મજના વતની હતા તેઓની જન્મ તારીખ ૮–૩–૧૯૧૭ હતી તેઓ મેટ્રિક નાપાસ હતા અને સ્વયંસેવક તરીકે આ ટુકડીમા જોડાયા હતા અડાસની જગ્યાએ તેજ ક્ષણે મૃત્યુ પામ્યા હતા

## શ્રી. મણીલાલ પુરસોતમદાસ પટેલ.

તેઓ ચાણસમાના વતની હતા. તેઓનો જન્મ તારીખ ૯-૨-૧૯૨૨ ના રોજ થયો હતો. તેઓ બરોડા કોલેજમાં પ્રથમ વર્ષમાં અભ્યાસ કરતા હતા તેઓ આ ગોળીબારમાં સખત ઘવાયા હતા. અને પોતાને ઘેર ગયા પછી મૃત્યુ પામ્યા હતા

# શહીદવીર મોહનલાલ પટેલ

**ભારતમાતાની** ગુલામીની બેડીઓ તોડવા અનેક યુવાનોએ પોતાની શોણિતભીની નવજુવાની માતાના ચરણોમાં અર્પણ કરી છે. ૧૯૪૨ ના 'Quit India' ના મુક્તિ મંત્રે કંઈક નવજુવાનોને માતાની ખાતર ગોળીઓની ધાર કરતા જોયા છે. અને તેવાજ એક નવજુવાનની જીવન ઝરમર આપે અત્રે, તેમના આત્મબલિદાનની યાદથી આ દેશ ગૌરવથી નમી છે.



શહીદવીર મોહનલાલ

એ યુવાનનું નામ મોહનલાલ, તેમના પિતાનું નામ મગનલાલ અને તેમની માતાનું નામ મંગુબેન તેઓ કનીપુરના વતની હતા તેમના કુટુંબીજનોમાં તેમને ત્રણ ભાઈ અને એક બેન હતા

મોહનભાઇના બાળપણુમાં કઈ મહત્વના બનાવ બન્યા હોય તેવી માહિતી તો નથી મળતી. તેમના માત-પિતાના સંસ્કારની તેમના પર ઉંડી અસર પડી હતી તેમને મેટ્રીકનો અભ્યાસ અમદાવાદ ખાતે ન્યુ હાઇસ્કુલમા પુરો કરી, તેઓ વધુ અભ્યાસ માટે વડોદરા ખાતે 'કલા ભવન' મા જોડાયા હતા. તેમના લગ્ન શારદાબેન સાથે થયેલા, તેમને એક પુત્ર હતો. જેનુ નામ આઝાદ છે તેમની શહાદત બાદ તેમના ધર્મ પત્નિ હાલ પુનામા તેમના ભાઇ કેશવલાલને ત્યા રહી પોતાનુ ભાવિ જીવન સાર્થક બનાવવા અભ્યાસ કરી રહ્યા છે.

૧૯૪૨ મા મુબાઇમાથી ૯ મી ઑગસ્ટે 'હિંદ છોડો' નો નાદ ગાજતો થયો અને દેશભરમા વ્યાપી ગયો એ નાદે સાગયે દેશમા હાહાકાર મચાવ્યો એ ક્રાન્તિ મત્રે દેશના આબાલ-વૃદ્ધને સગ્રામ માટે તૈયાર કર્યા વિદ્યાર્થીઓ તો લડતના મોખરેજ ખડા થયા, એમને સત્તાધારીઓના સિંહાસનો હચમચાવી નાખ્યો વિરાટ જનતાની તૈયારીઓ જોઇ રાજતત્ર ખળભળી ઉઠ્યુ તેમનો સામનો કરવા સગીનો સાથે વામનજીઓ નીકળી પડયા તેમની સગીનોથી તો વિદ્યાર્થીને કેટલાએ યુવાનોએ આઝાદીની વેદીને અખડ અને અમર બનાવવા મંડી પડયા.

'હિંદ છોડો' ના સ્વાતત્ર્ય પયગામને ગામડે ગામડે પહોચાડવા માટે વડોદરાથી વિદ્યાર્થીઓ અડાસ ગામડે ગયા બધુકધારી પોલીસે વિદ્યાર્થીઓના ટોળા પર નિર્દય ગોળીબાર ચલાવ્યો ઘણા નવલે હિયા જુવાનો શહીદ બન્યા અને આ બનાવના સમાચાર આખા ભારતવર્ષમા વિજળી વેગે ફેલાઇ ગયા. અને સારૂયે વાતાવરણ શોકમગ્ન બની ગયુ.

શહીદોની નામાવલિ પ્રગટ થઈ. અને તેમાં મોહનભાઈનું નામ પણ પ્રગટ થયું. સ્નેહીઓ અને સગાં જનની આંખો અશ્રુથી છવાઈ ગઈ. પણ એ મૃત્યુ કાયરનું મૃત્યુ ન હતું. એ તો મા ભોમની મુક્તિ યજ્ઞમાં અપાયેલું ભવ્ય બલીદાન હતું. સાચા દેશાભિમાનીને શોભે તેવું હતું. અને એ વિચારથી સગાં અને શુભેચ્છકો ગૌરવ સાથે મોહનભાઈની યશગાથા ગાવા લાગ્યા.

કનીપુરના વતનીઓ પણ આ વીરના મૃત્યુનો લ્હાવો કેમ ન ઉજવે ? એમને પણ મોહનભાઈનું મૃત્યુ સાલતું હતું પણ અફસોસ કરવા જેવું મરણ ન હતું. એ તો ઉત્તમ મૃત્યુ હતુ. તેઓએ એ વીર શહીદને અમર બનાવવા એમની યાદમાં હરિજનો માટે એક કૂવો ગામની ભાગોળે બનાવ્યો. પહેલાંના વખતમાં જેમ વીર યોદ્ધાઓની ખાંભી ઉભી થતા હતી. તેમ આઝાદીના આ વીર શહીદની ખાંભી રૂપ કૂવો કનીપુરની ભાગોળે, વીરતાનાં પિયુષ પાતાં ગૌરવ સાથે ઉભો છે. અદા-લતે સ્ટેશને જે જગા પર તેઓ પર ગોળીબાર થયો હતો ત્યા પણ શહીદોની 'સ્મારક ખાંભી' ઉભી કરવામાં આવી છે. જે ભાવી પ્રજાને ૪૨ ની ચળવળની પ્રજાને બલીદાનની યશ-ગાથા અને પરદેશીઓની અત્યાચારની કાળી કહાણી કહેતા દીવાદાંડી રૂપ બનશે.

આપણા હૃદયના ઊંડાણમાંથી અવાજ આવે છે કે, "શહીદવીર મોહનભાઈ ! ધન્ય છે તમારા માત-પિતાને, ધન્ય છે તમારા જીવનને ! અરે, તમે જીવી જાણ્યું છે"

('પ્રજા' વિભાગીયમાંથી)

# શહીદવીર તુલસીદાસ મોદી

આડાસના અમર શહીદોને કોણ નથી ઓળખતું? વડોદરાના એ તેત્રીસ વિદ્યાર્થીઓના આગેવાન તુલસીદાસ મોદીને કોણ નથી સંભારતુ? એ શહીદોની યાદમાં આજે ગુજરાતની જનતા ગૌરવ અનુભવે છે, મસ્તક નમાવે છે. આઠ નવ વર્ષના વહાણાં વાયાં છતાંય એ સ્મૃતિ ઝાંખી પડતી નથી.



શહીદવીર તુલસીદાસ

ફોટો] [શ્રી મનહર ચોકસી, નડીયાદ

તા. ૧૮-૮-૪૨ ના રોજ પાશવી રીતે ગોળીઓ ચલાવી જવાબદાર પોલીસોએ પાંચ વિદ્યાર્થીઓને મારી નાખ્યા અને અનેકને ગંભીર રીતે ઘાયલ કર્યાં એ કાળી કથાથી હવે કોણ અજાણ છે? એ અત્યાચારમાં શહાદતને વરેલા શહીદો પૈકીના એક તુલસીદાસ હતા.

તેઓનો જન્મ ૧૪-૭-૨૧ માં થયો હતો. તેઓ ખેડા જીલ્લામાં આવેલા વાડાસિનોર ગામના વતની હતા. તેઓની વિદ્યાર્થી તરીકેની કારકીર્દિ સારી હતી. તેઓ પહેલેથીજ ખૂબજ સાદા અને સંયમી હતા. સ્વભાવે શાંત હતા. ઝગડાથી

દૂર ભાગતા હતા. સેવાભાવનો અંકુર તો કિશોરવયમાં ફૂટયો હતો ખાદી, કાંતણ, સફાઈ, હરિજનોદ્ધાર, સમાનતા, હિંદુ-મુસ્લીમ એકતા વ. પૂ. ગાંધીજી પ્રેર્યા રચનાત્મક કાર્યો પોતાની શક્તિનુસાર કરતા હતા.

અહિંસામાં અચળ શ્રદ્ધા ધરાવતા હતા. બાપુજીના શબ્દોમાં કહીએ તો "વીરની અહિંસાને એ વરેલા હતા" વિદ્યાર્થી અવસ્થામાં કાર્ય કરવામાં માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડતી તો હતીજ. ત્યારનો જમાનો વાડાશિનોર માટે તો બાળલગ્નોનો જ હતો પરંતુ તુલસીદાસે બાળલગ્ન નહતું કર્યું કારણ તુલસીદાસ સમાજ સુધારક હતા. એમની સાથે લગ્ન કરનાર બાળા નીરમની પરિણિત જીવન માણે તે પહેલા તો તેઓ દેશની આઝાદીના અમર શહીદ બન્યા હતા.

ગોળીબાર કર્યો અને ગોળીના ભોગ તુલસીદાસ બન્યા તેમને આણંદ હૉસ્પીટલમા લઈ જવામા આવ્યા પણ તેમનુ પ્રાણ પંખીડું તો શરીર પિંજર છોડી ક્યારનુયે ઉડી ગયુ હતુ મૃત્યુ સમયે તેમની ઉમર ૨૧ વર્ષની હતી અને તેઓ બરોડા કૉલેજમા ઇન્ટર આર્ટ્સમા અભ્યાસ કરતા હતા આશાસ્પદ યુવાનનો આઝાદીના ખપ્પરમા બલિ હોમાયો નમન હજો એ શહીદવીર તુલસીદાસને !



ખાંભીના ઉદ્‌ઘાટન પ્રસંગે શ્રી મોદીની તસ્વીરને માન [શ્રી મનહર ચોકસી નડીઆદની]

## શહીદવીર તુલસીદાસને અંજલી

આખર સુધી સેવક રહ્યા નેતા તણો નહિ મોહ
સત્ય અહિંસા ને વર્યો કીધો કદી નવ દ્રોહ
ઓ વીર ! તુ છૂટી ગયા જીવી જીવન જીતી ગયો
ચાર દિનની ચાંદની પણ ગગન તો ઝગમગી ગયો
તુ તો ગયો તુજ દેહથી, પણ કર્મથી દેતો ગયો
ના ના કદિ તુ મરીશ તુ તો અમર વીર બન્યા

— શ્રી નટવર મોદી

# કરાડી–મટવાડની શહાદત

**૧૯૪૨** ના ઓગસ્ટની નવમી તારીખ ઇતિહાસમા અમર થઈ જશે હિંદી પ્રજાએ ઇ સ ૧૮૫૭ મા પરદેશી ધુસરી ફગાવી દેવા એક મરણિયો પ્રયાસ કર્યો હતો તે પછી રાષ્ટ્રની આઝાદી પાછી મેળવવા અનેક નાના મોટા પ્રયાસો થયેના હતા પણ ૧૯૪૨ ના ઓગસ્ટની નવમી તારીખે જે ચળવળ આખા દેશમા ઉપડી, તેને ૧૮૫૭ સાથે સરખાવવામા આવે છે

ભારત વિદ્યાલય ૧૯૨૧ ની અસહકારની ચળવળ વખતે સ્થપાયેલુ અને રાષ્ટ્રીય શિક્ષણનુ કામ કરતુ હતુ સાથે સાથે ખાદી ફેરી, રેંટિયાબારસ ગામસફાઇ તથા મદ્યપાન નિષેધ જેના રચનાત્મક અને લોકોપયોગી પ્રવૃત્તિઓ પણ ઉપાડેલી હતી ઉપરાત મહાસભાએ જ્યારે જ્યારે દેશને હાકલ કરી ત્યારે પણ પોતાનો ફાળો નોધાવેલો હતો. ૧૯૩૦ ની દાડી કૂચ વખતે આ સસ્થાનુ મકાન ગાધીજીના ૮૦ સૈનિકોની છાવણીના રૂપમા ફેરવાઇ ગયુ હતુ તથા ૧૯૩૨ ની લડાઈમા પણ ભાગ લીધો હતો

૧૯૪૨ ની ચળવળ દેશને આઝાદ કરવાની છેલી લડત હતી તથા મહાત્માગાધીએ કરેગે યા મરેગેનું સૂત્ર પ્રજાના હાથમા મૂકયુ હતુ દરેક માણસ પોતાનો નેતા છે એમ પણ જણાવી દીધુ

દસમી ઓગસ્ટથી સસ્થાએ ભણવાનુ કાય ઉચ્ચુ મૂકી દીધુ અને ઉપડેની ચળવળમા સૌને ભાગ લેવા જણાવી દીધુ. વિદ્યાર્થીઓ, અધ્યાપકો ગામના બાઇ બહેનો તથા બીજા ગામ ના લોકો સાથે મળીને ગામના દરેક ગામે રોજ એક એક જગાએ સભાઓ કરવાનુ શરૂ થયુ અને દેશમા ઉભી થયેલી

પરિસ્થિતિનો સ દેશો પહોંચાડયો. તથા દેશમા બનતા બનાવોના સમાચાર મોઢેથી, ભીંતપત્રો પર લખીને તથા બહારથી આવતી પત્રિકાઓથી ફેલાવવાનુ શરૂ થયુ.

૧૪ મી ઓગસ્ટને દિવસે ડાહાના તમામ ગામોની જાહેર સભા મટવાડની સડક પર ભરવામા આવી. તે સભાના પ્રમુખ તરીકે નિયુક્ત થયેલા શ્રી ફકીરભાઇ નાયકને સભાના દિવસ પહે લા ગીરફતાર કરવામાં આવ્યા સભાનુ કામકાજ શ્રી ઇંદ્રશંકર રાવળ, શ્રી મગનભાઈ પટેલ તથા સ્વ. શ્રી પુરૂષોત્તમ પટેલ, શ્રી ગોંસાઇભાઇ તથા શ્રી દયાળભાઇ પટેલ વગેરેએ ચલાવ્યુ અને સભાનું કામ શાંતિથી પૂરૂં થઇ ગયુ

નવમી ઓગસ્ટને દિવસે સરકારે ત્વરિત ગતિએ દેશનેતાઓ પર છાપો માર્યો હતો. લોકોએ શુ કરવાનુ છે તેનો ચોક્કસ કાર્યક્રમ લોકોની નજર સમક્ષ હતો નહિ એટલે બહાર રહેલા કાર્યકર્તાઓની મુઝવણ વધતી જતી હતી એટલે એ સ જોગોમા દેશને માટે કઇ પણ કરી છૂટવાની વૃત્તિવાળા લોકોનું સ ગઠન કરવાનુ નક્કી કર્યું અને એક પ્રચાર ટુકડી ચારે બાજુ ફરવા- ને મોકલી આપી

દર અઠવાડિયે એક સભા કરવી તથા આ સભામા લોકોને દેશમા બનતા જતા બનાવોથી વાકેફ કરવા અને મહાસભાના કાર્યથી સ પર્કમા રાખવા એવો ઠરાવ હતો. બાવીસમી ઓગસ્ટે એજ સડક પર બીજી સભા ભરવાનું નક્કી થયું હતુ. એ સભામા ગામોગામથી સરઘસરૂપમા સ્ત્રીઓ, પુરૂષો, બાળકો અને વૃદ્ધો આવ્યા હતા. સભાનુ કામ પૂરૂ થયા પછી દરેક પોતપોતાને ગામે પોતાને રસ્તેથી જવા નીકળી ગયા હતા.

સામાપુર દાડી અને મટવાડનું સરઘસ સડકથી આગળ થઈ પોતાને ગામે જવા નીકળ્યું, ઉતારા પાસેથી સડકની આગળ એ સરઘસનો આગનો ભાગ મટવાડના તળાવ આગળ પહોંચ્યો હતો ત્યાં પાછળના ભાગ પર પોલીસનો હુમલો થતાં ઝપાઝપી થઈ અને સામસામી ઘા થયા. કેટલાકને ગોળીઓ વાગી લાઠી માર પડ્યો અને મડદાં ઉપડી ગયાં

ગાત્રીસમી ઓગસ્ટના બનાવને લીધે પોલીસ દરોડા ઘેરઘેર પડ્યા. જપ્તીઓ, મારપીટ, ભાંગફોડ તથા ધરપકડો થઈ અને લોકોની જીવ સલામતી જોખમાવાથી ગામ છોડીને કેટલાક જણ જતા રહ્યા અને શરૂઆતમાં એક ભયમિશ્રિત વાતાવરણ ઉભું થયું. આવે વખતે બહાર રહેલા કાર્યકર્તાઓની સ્થિતિ ખૂબ વિકટ હતી. એક તરફ લોકોમાં પ્રસરેલો ભય અને ગભરાટ દૂર કરવાનો હતો, બીજી તરફ પોતાની જાત સરકારના હાથમાં સોંપાઈ ન જાય એવી રીતે કામ કરવાનું હતું, ત્રીજી બાજુ દેશની લડત મંડાઈ હતી તેને આગળ ધપાવવાની હતી અને આ બધુંએ લોકલાગણી પોતાના પક્ષે કાયમ રાખીને કરવાનું હતું

કેટલાક ઉગના ભાઇ બહેનોએ જાહેર રીતે કાયદા ભગ કરીને જેલ જવાની તૈયારી બતાવવી, અને એવા ભાઇબહેનોને માટે એવો કાર્યક્રમ યોજાયો

૧૯૪૨ ની ચળવળના બે અંગ જુદા પડી ગયા ભાગ- ૧' અને છુપી પ્રવૃત્તિ એ પહેલુ અગ અને જાહેર કાર્યક્રમો એ બીજુ અગ ખૂબ ખુશી થવા જેવી વાત છે કે આ બન્ને પ્રકારના કાર્યક્રમોમા લોકોએ ઉનટથી ભાગ લીધો હતો

## ૧ ભાગફોડ અને છુપી પ્રવૃત્તિ અંગે થયેલા કાર્યક્રમો.

૧ સરકારી ઉતારા બળાયા (દાંડી, કોથમડી, બોદાની, મછાડ.)

૨ ટપાલ પેટીઓ ગુમ (કરાડી, મટવાડ )

- નો બો શાળાના દફતરો ગુમ (મછાડ, પેથાણ, આવડા ફનિયા, દાંડી અને સામાપુર )

૪ પીરા યા માડવા બાળ્યા (આટ)

૫ પોલીસો પર હુમલો કરી કેદી છોડાવ્યો (સોડિયાનડ આગળ)

૬ રાયફલો ઝુટવી (૧ સોડિયાવડ આગળ )

૭ ટપાલ થેના લૂટાયા (આટ )

## ૨ જાહેર રીતે થયેલા કાર્યક્રમો.

૧ નવમી ઓગસ્ટથી ૨૨ મી ઓગસ્ટ સુધીના સરઘસો

૨ નવમી „ „ સુધીની પ્રભાતફેરી

૩ ૧૪ અને ૨૨ ઓગસ્ટની સભા

૪ ૨૨ મીની થાણ પન્ની ઝપાઝપી

૫ સૂરત અને આમમા કાઢે । સન્ઘમો અને પીકેટીંગ

## જાહેર કાર્યક્રમો કરી જેલમાં જનાર કાંઠાનાં તમામ ભાઈબહેનોની યાદી.

કમળાબની દયાળજીભાઈ, શાન્તિબહેન રામજીભાઈ, પાર્વતીબહેન વલ્લભભાઈ, ગંગુબહેન ફકીરભાઈ, ડાહીબહેન સુખાભાઈ, જમુબહેન ભાણાભાઈ, વાલીબહેન નાથુભાઈ, પાર્વતીબહેન દયાળજી, દેવીબહેન ગોવિંદજી, રામીબહેન ફકીરભાઈ, પ્રેમીબહેન ભાણાભાઈ, લક્ષ્મીબહેન ભાણાભાઈ, ગંગાબહેન મંગાભાઈ, મણિબહેન મંગાભાઈ, છોટુભાઈ રવજીભાઈ, મોહનલાલ રામભાઈ, જયરામભાઈ રણછોડજી, કાનજીભાઈ ગોવિંદજી, ગોસાઈભાઈ બુધભાઈ, જયરામભાઈ ધીરજભાઈ, મગનભાઈ મોરારજી, છગનભાઈ રામભાઈ, રજલાલ ભાણાભાઈ, છીબુભાઈ ભાણાભાઈ, સુખાભાઈ છીકાભાઈ, દયાળભાઈ ભાણાભાઈ, છગનભાઈ ફકીરભાઈ, દયાળભાઈ રામભાઈ, ભાણાભાઈ રામભાઈ, રણછોડભાઈ મોરારભાઈ, લલ્લુભાઈ મકનજી, છગનલાલ સુખાભાઈ, ખંડુભાઈ સુખાભાઈ, દયાળભાઈ મકનજી, ખંડુભાઈ મગનભાઈ, મોહનલાલ ભાણાભાઈ, પરસોત્તમ લખુભાઈ, મોરારભાઈ રણછોડજી, નારણભાઈ મોરારજી, વમનજી ઉકાભાઈ, રામીબહેન વલ્લભભાઈ

ઉપરના ભાઈ બહેનો કરાડી, મટવાડ, બોરીફળિયા, પેથાણ, મામાપુર, મછાડ, મોખલા, આવડાફળિયા આદિ વગેરે ગામોનાં વતની છે.

## ૨૨ મી ઓગસ્ટના ખુન કેસ તરીકે ચાલેલા મશહુર કેસમાં સંડોવાયેલા તમામ આરોપીઓનાં નામ.

ઉકાભાઈ પચાભાઈ પટેલ, ઉકાભાઈ રણછોડજી પટેલ,

નરસિંહભાઇ સોમભાઇ પટેલ લાલાભાઇ છીમાભાઇ પટેલ, મગનભાઇ છીમાભાઇ પટેલ, ગોસાઇભાઇ સુખાભાઇ પટેલ, જયરામભાઇ રવજીભાઈ પટેલ, રામભાઇ ઉકાભાઇ પટેલ, જયરામભાઇ ફકીરભાઈ પટેલ, જયરામભાઇ સુખાભાઈ પટેલ, દેવાભાઈ લાલિયાભાઇ પટેલ, ભાણાભાઇ નાનાભાઇ પટેલ પ્રભુભાઈ છીગુભાઇ પટેલ કાનજીભાઈ છીમાભાઇ પટેલ કાનજીભાઇ જીનાભાઇ પટેલ, નારણભાઈ ઉકાભાઇ પટેલ પરશોતમભાઇ હીરાભાઇ પટેલ મગાભાઇ ગોવિંદભાઇ પટેલ, લલ્લુભાઇ જગાભાઇ પટેલ ગોવિંદભાઇ નાનાભાઈ પટેલ, મગનદાસ નરોતમદાસ સોની, બુધાભાઈ ઝીણાભાઇ પટેલ કાનજીભાઇ પાચિયાભાઇ પટેલ નાથુભાઇ ઝીણાભાઇ પટેલ નારણભાઈ બાનાભાઇ પટેલ હીરાભાઈ દેવાભાઇ પટેલ ડાહ્યાભાઈ ગોપાળભાઈ પટેલ નારણભાઇ રવજીભાઈ પટેલ, હીરાભાઇ કાનજીભાઇ પટેલ ગોવિંદભાઇ રવજીભાઈ પટેલ, ધીરજલાલ નાથુભાઇ ગાંધી કેશવભાઇ સુખાભાઇ પટેલ પ્રેમાભાઇ લાલાભાઈ પટેલ, ઉકાભાઈ ગોપાળભાઇ પટેલ ભવાનજીભાઈ છીકાભાઇ પટેલ, પ્રેમાભાઇ છીકાભાઇ પટેલ, ભાણાભાઇ લાનભાઇ પટેલ

ઉપરના ભાઇઓ છૂટી ગયા હતા

રણછોડભાઇ ઝીણાભાઇ પટેલ ૬ માસ, સોમાભાઈ પ્રેમાભાઇ પટેલ ૪ માસ મનુભાઇ ઉમેદરામ ગોર ૬ માસ, મણિભાઇ શનાભાઇ પટેલ ૬ માસ, દયાળજીભાઈ કેશવભાઇ પટેલ ૬ માસ, દયાળજીભાઇ સોમાભાઇ પટેલ ૬ માસ છોટુભાઇ છીમાભાઇ પટેલ જામીન, છીમાભાઇ દુભાભાઇ ૪ માસ રણછોડભાઇ લાલિભાઈ પટેલ ૬ માસ, દયાળભાઈ મોરારભાઈ પટેલ ૬ માસ, ભીખુભાઇ રવજીભાઇ પટેલ ૬ માસ

ઉપરના ભાઇઓને ઉપર જણાવ્યા પ્રમાણે સજા થઇ હતી

તા ક. જે ભાઇએ છુટી ગયા તેમણે કાચી જેલમાં વર્ષથી દોઢ વર્ષ વીતાવ્યું હતું. કેસમાં પકડાયા પછી એક વર્ષે નાની કોર્ટમા આસિ. કલેકટર શ્રી જાદવની કોર્ટમાં કેસ ચાલેલો અને તેમા ૪૮ માંથી ૨૫ છુટી ગયેલા તે પછો સેસનમાં ૭ મહીને કેસ ચાલેલો તેમાં ૨૩ માથી ૧૧ જણને સજા થઇ અને બાકીના છુટી ગયા ધરપકડને દિવસે ૧૭ જણ કુલ પકડાયેલા, પાછળથી કેટલાકને નવસારી આવતા જતા પકડી લીધેલા અને કેટલાક છુપી પ્રવૃત્તિ કરતાં અચાનક હાથ આવી ગયેલા.

## સોડિયાવડ ધાડ કેસમાં સંડોવાયેલા આરોપીઓનાં નામ

જયરામભાઇ ફકીરભાઈ, લલ્લુભાઇ મકનજી, પ્રભુભાઇ છીબુભાઈ, દયાળભાઇ કેશવભાઈ, નાયુભાઇ જીવાભાઈ (દેલવાડા), કાનજીભાઈ ભુલાભાઇ (દેલવાડા)

ઉપરના ભાઇઓને સજા થઇ હતી.

ડાયાભાઇ બુધાભાઇ, છીમાભાઇ બુધાભાઇ, હરિભાઇ ડાયાભાઈ, વલ્લભભાઇ, નારણભાઇ, ગાંડાભાઇ, હીરાભાઈ ભાણાભાઇ.

ઉપરના ભાઇઓ દેલવાડાના વતની હતા અને છુટી ગયા હતા.

છેક સુધી છુપા રહેલા અને મહાત્માજીની સુચના અનુસાર જાતે પોલીસ થાણામાં હાજર થયેલા અને કેસ ચાલેલો. આ કેસમા બચાવના શ્રી મોતીલાલ વીણ બચાવ અર્થે દેસાઇઝથી પ્રેરાઇને ઉભેલા અને બધા નિર્દોષ છુટી ગયા તેમની યાદી

દયાળભાઇ મકનજી પટેલ, હીરાભાઇ મકનજી પટેલ, ગોસાઇભાઇ છીબુભાઇ પટેલ, રવજીભાઇ છીબુભાઈ પટેલ,

નાનુભાઇ છીબુભાઈ પટેલ, કનુભાઈ રામજીભાઈ પટેલ, રામજીભાઇ ફકીરભાઈ પટેલ, સુખાભાઇ મોમાભાઇ પટેલ (સજા થઇ)

ઉપરના ભાઇઓ મટવાડ, કરાડી, કોથમડીના વતની હતા

## સરકારે પ્રથમથી ડીટેન્યુ તરીકે લીધેલા

નાથુભાઇ ઉકાભાઇ ગાંધી, ગણેશજી સુખાભાઇ પટેલ, ફકીરભાઇ (કોથમડી), ખાતાભાઇ સુખાભાઇ (મોખલા).

## જેમના સગાવહાલા હાથ નહિ આવવાના કારણે રોષે ભરાઇને સરકારે ડીટેન્યુ તરીકે લીધેલા.

| નામ | ગામ | કોણ હાથ નહોતુ આવ્યુ? |
|---|---|---|
| ફકીરભાઇ છીબાભાઇ | કરાડી | તેમનો દીકરો જયરામ ઉર્ફે જેક |
| જયરામભાઇ વલ્લભભાઇ મટવાડ | | ભાણેજ પ્રભુભાઇ છીબુભાઇ |

## કેસમાંથી નિર્દોષ છુટી ગયા પછી ડીટેન્યુ તરીકે લીધેલા

રામાભાઇ ઉકાભાઈ કરાડી, છોટુભાઇ છીબાભાઇ મટવાડ.

## સગાને આશરો આપવા માટે કેસ ચલાવી સજા કરી

કેશવભાઈ જયરામભાઇ ઓહાથી તેમના બનેવી પરશોત્તમભાઇ હીરાભાઈને આસરો આપ્યો.

## ગોળીબારમાં અત્યંત ઘાયલ અને હોસ્પીટલમાં

૧ મોરારભાઈ પોચિયાભાઇ કરાડી, ૨ ગણછોડભાઇ લાલભાઈ કરાડી, ૩ મગનભાઇ ધનજીભાઈ મોખલા, ૪

રણછોડભાઇ લાલિયાભાઇ મટવાડ, ૫ ભીખાભાઇ રવજીભાઇ કરાડી, ૬ ભવાનજીભાઇ છીકાભાઈ મછાડ, ૭ મંગાભાઈ ગોવિંદભાઇ સામાપુર ૮ પ્રેમાભાઈ છીકાભાઇ મછાડ.

ભાઇ મોરારભાઇ પોચિયાભાઇના પડખામાં ગોળી વાગેલી અને આરપાર નીકળી ગયેલી તથા રણછોડભાઇ લાલાભાઇને પેટમાં ગોળી લાગેલી. આ બન્ને ભાઈઓના શરીરમાથી અત્યંત લોહી વહી ગયું અને ચોમાસાના કાદવમા ખાટલાઓને માથે મૂકી લઇ જતાં ઘણો સમય પણ ગયેલો. નવસારીના ડૉકટરોએ અત્યંત મહેનત કરવા છતાં ૨૨ મીની રોજ એ બન્ને ભાઇઓએ પોતાનો દેહ છોડયો.

ભાઇ મગનભાઇને સાથળમા ગોળી વાગી હતી, હૉસ્પીટલમાં બારેક દિવસ રાખ્યા પછીથી ગોળી કાઢી અને સેપ્ટીક થતાં તે પણ મૃત્યુ પામ્યા.

બાકીના ભાઇઓ હૉસ્પીટલમાં ઘણો વખત રહ્યા પછી સારા થયા હતા.

['ભારત વિદ્યાલય' કરાડીના ૧૯૪૨ થી ૧૯૪૬ ના અહેવાલના સૌજન્યથી]



# અમદાવાદની શહાદત

## શહીદવીર વિનોદ કિનારીવાળા—

'૪૨ ની સ્વાતંત્ર્યની લડતમા વિદ્યાર્થી આલમનો ફાળો પણ નોંધપાત્ર હતો. કેટલાય વિદ્યાર્થીભાઈબહેનોએ ગોરાઓના અમાનુષી અત્યાચારોની સામે અહિંસક સામનો કરી, તેમની રાઈફલોમાથી છૂટતી અસંખ્ય ગોળીઓની પણ પરવા કર્યા વગર રાષ્ટ્રીયધ્વજની શાન વધારવા અને તેને વ્યોમમા



શહીદવીર વિનોદ કિનારીવાળા
બ્લૉક – માંડવીની પોળ સેવાસંઘ
અમદાવાદના સૌજન્યથી

ફરકતો રાખવા માટે પોતાના જીવનના બલિદાન આપ્યા હતા સર્વત્ર સભા અને સરઘસ બંધી હતી, પણ પ્રજાએ પોતાના જીવન સાથે ખેલવા માંડેલી પરદેશી હકુમતના પાયા હચમચાવી નાખવા માટે તેના કાનુનોનો ભંગ કરવા માંડયો હતો કાનુન ભંગ કંઈ સહેલો નહોતો, તે તો જીવન મરોમરનો ખેલ હતો આ સભા અને સરઘસબંધીના કાનૂનને તોડવામા વિદ્યાર્થી

આનમનો કાળો પણ કંઈ નાનોસૂનો નહતો. વિદ્યાર્થીભાઈમહેનો
હસતે મોએ ગોળીઓ છાતી પર ઝીલતા મોતને ભેટતા હતા
અને સાથીદારોને પોતાના મૃત્યુથી વધુ હિંમતવાન અને અડગ
બનવાનો આદેશ આપતા જતા હતા. અમદાવાદની ગુજરાત
કૉલેજના વિદ્યાર્થીઓ પણ સરઘસબંધીના શાહી કાનૂનને તોડવા
માટે એક પ્રચંડ સરઘસ કૉલેજના મેદાન ઉપરથી કાઢવાનો
નિશ્ચય કર્યો અને સરઘસ અંગેની તૈયારીઓ કરવા માંડી.
બ્રિટીશ હકૂમતના વફાદાર સેવકો તો ત્યાં હાજર જ હતા.
સરઘસનું નામ સાંભળી પોતાની લોહીની તરસ છીપાવવા માટે
તેઓ તો ખડે પગે તૈયાર જ હતા. વિદ્યાર્થીઓ સરઘસ રૂપે
ગોઠવાઈ ગયા. સરઘસની આગેવાની લેવા કોઈ આગળ ના આવે
ત્યાં સુધી સરઘસ નીકળે શી રીતે? છેવટે શહીદ વિનોદભાઈ
કિનારીવાળા મૃત્યુની પરવા કર્યા વગર મોખરે આવીને ઊભા
અને સરઘસને સંબોધીને કહ્યું, 'મારું ગમે તે થાય, તમે સર
ઘસને આગળ ધપાવજો' અને સરઘસને ઉપાડવાનો આદેશ
આપ્યો કે તરત જ સનસનાટ કરતી ગોળીઓ છૂટી અને વિનુભાઈની
છાતીમાં સોંસરી નીકળી ગઈ, પડતા પડતા પણ ઉપરના શબ્દોને
અનુસરવાનું તેમણે મિત્રોને કહ્યું અને ચિર નિદ્રામાં પોઢી
ગયા. સ્વ. કિનારીવાળા ગુજરાત કૉલેજના ઇન્ટર આર્ટ્સના
અભ્યાસી અને કૉલેજના એક આગળ પડતા વિદ્યાર્થી હતા.
અહિંસા એમની રગેરગમાં ભરી હતી. કૉલેજ જીવનમાં એમની
કારકિર્દી ઉજ્જ્વળ હતી અને સૌના લાડીલા હતા. તેઓ ધનવાન
પિતાના પુત્ર હતા પણ ધનના મોહમાં ન ફસાતા સ્વદેશ
પ્રેમને જીવનમાં પ્રાધાન્ય આપ્યું હતું. આજે પણ વિદ્યાર્થી આલ
મમાં તેમના ઉપરોક્ત [illegible] કે તેઓની ખાંભી ગુજ
રાત કૉલેજના કંપાઉન્ડ આગળ ઊભી [illegible] આવી છે. ધન્ય
છે એ મર્દ વીર [illegible] શહીદને!

# શહીદવીર ઉમાભાઇ કડિયા—



**શહીદવીર ઉમાભાઇ કડિયા**

બ્લોક – માડજીની પોળ નેવાસંઘ અમદાવાદના સૌજન્યથી

સ્વાતંત્ર્યની લડતમાં ગુજરાતે કદી પાછી પાની કરી નથી અને તેમાંય તેનું પાટનગર અમદાવાદ તો સમસ્ત ગુજરાતના સ્વાતંત્ર્યની લડતના સૈનિકો માટે પ્રેરણાદાતા બની રહ્યું છે. લડતના મંડાણ થાય કે બધા આઝાદી પ્રેમી ગુજરાતી નવયુવાનોની મીટ અમદાવાદ તરફ મંડાય છે. એવીજ રીતે ૧૯૪૨ના મુક્તિસંગ્રામમાં પણ અમદાવાદ મોખરેજ રહ્યું હતું. એ સ્વાતંત્ર્ય સંગ્રામમાં રાજનગરના કેટલાય નામી અનામી કોડ ભર્યા નવજુવાન અને કેટલાક યૌવનને ઉંમરે પણ નહિ પહોંચેલા એવા ભાઇ બહેનોએ હસતે મુખડે દુશ્મનની ગોળીઓ છાતી પર ઝીલી પોતાના મહામોંઘા જીવનનું બલિદાન દીધું છે. સ્વ. ઉમાભાઇ તેઓમાંના એક હતા. તેઓ દરિયાપુર વ્યાયામ મંદિરના કર્મનિષ્ઠ અને સેવાપરાયણ સંચાલક હતા. તેમને વ્યાયામનો અને તેમાંય ખાસ કરીને પગપાળા મુસાફરી કરવાનો ગજબનો

શોખ હતો. અમદાવાદના વ્યાયામ હરિફાઇ દળના તેમને પ્રતિ નિધિ નીમવામા આવ્યા હતા, એ પરથીજ સમજી શકાય કે તેઓ વ્યાયામના પ્રખર ઉપાસક હતા. રાજનગરના કેટલાય કિશોરોને વ્યાયામનુ શાસ્ત્રીયજ્ઞાન તેમણે આપ્યુ છે. વ્યાયામથી શરીર સુદૃઢ કરીને બેસી રહેવુ તેમને પસદ નહોતુ તેમના દીલમા માદરેવતનને માટે કઈક કરી છૂટવાના મનોરથ ભર્યા હતા અને તેમ કરતા જીવનનુ બલિદાન દઇ દેવુ પડે તો તેનાથી પોતાનુ જીવન સાર્થક થશે એમ તેમની દૃઢ માન્યતા હતી આવી રીતે તેમને રાષ્ટ્રીયતાનો સાચો રગ લાગેલો હતો "देशके लिये" એ તેમનો જીવનમત્ર હતો શારીરિક વ્યાયામ ઉપરાત નિશાનબાજી તથા તિરદાજી એ પણ તેમનો ખાસ શોખ હતો અને તે શોખ પૂરો પાડવા માટે અમદાવાદની રાયફલ એસોસીએશનના સભ્ય બની આગળ જતા તે વિષેનુ સપૂર્ણજ્ઞાન મેળવી છેવટે તેના શિક્ષકપદે નિયુક્ત થયા હતા આ રીતે સ્વાતત્ર્ય સગ્રામના યોદ્ધાને જરૂરી તમામ જાતની કેળવણી તેમણે મેળવી હતી આવી રીતે તેઓ અમદાવાદના યુવાનોના પ્રણેતા અને ઘડવૈયા હતા '૪૨ ના સ્વાતત્ર્ય સગ્રામ વખતે હિંદમા નિષ્પ્રાણ બનની જતી બ્રીટીશ શાહી સલ્તનતને જીવત રાખવાના ફોગટ પ્રયત્નો રૂપે ગોરાઓએ આપણા શાહીના નેતાઓને જેલના સળીઆ પાછળ ધકેલી દઇ દૈવત પર દમનનો કોરડો વીઝવા માડયો હતો અને ઠેર ઠેર અનેક લીના માથા વધેરાઇ ગયા હતા અમદાવાદમા પણ સગ્રામનો જ્વાળામુખી ફાટી નીકળ્યો તેને શાત પાડવા માટે બ્રિટિશ સૈનિકોએ ગોળીઓનો આશરો લીધો અને અનેક નિર્દોષ અને નિરપરાધી વૃદ્ધો, યુવાનો અને નિર્દોષ બાળકોને પણ ગોળીએ દઈ દીધા ર઼઼ ઉમાભાઈ તો સ્વાતત્ર્ય સગ્રામના એક જૂના સૈનિક હતા

તેમને તો દુશ્મનો છોડેજ શાના? તેઓ અહિંસક લડત લડતા હતા તેવામા એક દુશ્મનની ગોળી તેમની છાતીની આરપાર નીકળી જતા એ તેમના નશ્વર દેહને છોડી દઇ એકાએક તેમનો પ્રાણ પખેરૂ આ ફાની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગમાં જઇ વિરામ્યો
વંદન હો! શહીદવીર ઉમાભાઇને!

## શહીદવીર નારણભાઇ પટેલ—

### શહીદવીર



શહીદવીર નારણભાઇ પટેલ
બ્લોક – માડવીની પોળ સેવાસંઘ અમદાવાદના સૌજન્યથી

નારણભાઇ અમદાવાદમા આવેલા હરિપુર તેમજ વાડીગામ વિસ્તારમા વ્યાયામ પ્રવૃત્તિના પ્રણેતામાના એક અગ્રણી હતા. તેઓશ્રી ગુજરાત ભરમા પોતાના મા મર્દ અને શક્તિ માટે અજોડ ગણાતા હતા છતા તેમના હૃદયમા ધ્યાન ખેંચે તવુ નિરાભિમાની પણુ અને નમ્રતા બન્નેના હતા તેમની શક્તિનો ઉપયોગ તેઓ બીજાઓને દબાવવમા નહિ પણ બીજાઓના કલ્યાણ અને રક્ષણ માટે કરતા નિરાભિમાન અને નમ્રતા રૂપાન

તેમનામાં નિખાલસપણું અને મળતાવડાપણું કોઈ અજબ પ્રકારનું હતું અને તેથી તો તેઓ અબાલ વૃદ્ધ સર્વમાં પ્રિય હતા. યુવાનોના તો એ પ્રાણ હતા. એટલે યુવક સમુદાયમાં તો તેઓ જુવાન હૈયાના સિંહાસને જ બિરાજતા હતા. કુસ્તીબાજ પહેલવાનોની માફક ફક્ત શરીર મજબુત બનાવી મસ્ત થઈ પડયા રહેવું એવો વ્યાયામનો અર્થ તેઓ કરતા નહિ. તેમને મન તો વ્યાયામનો અર્થ જુદો જ હતો. શરીરના સર્વાંગી વિકાસની સાથે સાથે બુદ્ધિનો વિકાસ સાધી સમાજની અનેક રીતે સેવા કરી શકે તેવા સ્વયંસેવકો તૈયાર કરવા એવો એમનો ઉદ્દેશ હતો. અને તે ઉદ્દેશ તેમણે જનસમુદાય સન્મુખ અંગમર્દનના અવનવા અને સાહસભર્યા આકર્ષક પ્રયોગો રજુ કરી જનતામાં અને તેમાંય ખાસ કરીને યુવાનોમાં વ્યાયામ પ્રત્યે અનેરી અભિરુચિ ઉત્પન્ન કરીને પાર પાડયો. તેમના વ્યાયામના પ્રયોગોથી અનેક યુવાનો તેમના તરફ આકર્ષાયા અને તેમણે પણ અનન્ય ઉત્સાહ અને ધગશથી એ યુવાનોને ઉત્તમ પ્રકારની તાલીમ આપી અને યુવાનોનું શિસ્તબદ્ધ અને તાલીમબદ્ધ જુથ ઉભું કર્યું. આવી રીતે તેઓ એક સંગઠનકાર પણ હતા. સ્વાતંત્ર્યની ચળવળમાં લડતના ડંકા વાગે અને બીકણ માનવીના હૈયામાં પણ જુસ્સો અને હિંમત પ્રગટે અને દેશને ખાતર કંઈક કરી છૂટવાની અભિલાષા બીકણ હૃદયમાં પણ જાગ્રત થાય પછી તો વીર પુરુષો તો ડંકા સાંભળવાના નહિ પણ ડંકા બજાવવાના જ હોય. એમાંય નાગજીભાઈ તો સાહસિક વીર હોવા ઉપરાંત રાષ્ટ્રીય ભાવનાના રંગે રંગાયેલા ઉત્સાહી નવયુવક હતા. એમની તો વાત જ શી કરવી? '૪૨ ની લોકક્રાન્તીમાં તેમણે અપૂર્વ અને અદમ્ય ઉત્સાહથી ચળવળમાં આગેવાની ભર્યો ભાગ ભજવ્યો. તેઓ તેમના સાથીદારો સાથે અંગ્રેજ રાજ્યના પાયા હચમચાવી

નાખવા માટે મેદાને પડ્યા અને પોલીસના ગોળીબારના ભોગ બન્યા અને શહાદતને વર્યા

નાજનગર અમદાવાદની જનતાએ આ શહીદવીરની યાદમાં 'નારણભાઈ સ્મારક સમિતિ'ની સ્થાપના કરી એ શહીદવીરનું નામ અમર કર્યું છે આ સમિતિ તરફથી દર વર્ષે તા ૨૫ ના રોજ દેશના નામી અનામી શહીદોને અંજલી આપવાના કાર્યક્રમ યોજાય છે અમર રહો શહીદવીર નારણભાઈ

## શહીદવીર નાનુભાઈ પટેલ—



શહીદવીર નાનુભાઈ પટેલ
ફોટો – મા રીની પોળ સેવાસંઘ અમદાવાદના સૌજન્યથી

**શહીદવીર** નાનુભાઈ ઉત્તર ગુજરાતના કરજીસણ ગામના વતની હતા. તેઓ આર્થિક રીતે ગરીબ, પણ પરાક્રમી અને ખાહોશ ખેડૂત પિતાના પુત્ર હતા તેમના પિતા એક સામાન્ય ખેડૂત હતા મહામહેનતે કુટુંબનું ભરણપોષણ કરતા હતા પણ જ્યારે ઘરમાં કોઈ સારો નરસો પ્રસંગ આવે તે વખતે બીજા ગરીબ એટલે કે ની માફક તેમને પણ

કરજના બોજા તળે આવી આર્થિક સંકટ વેઠવું પડતું અને તે રીતે તેમના કુટુંબને સદાય આર્થિક મુશ્કેલી રહ્યા કરતી. સ્વ નાનુભાઈ પિતાની આર્થીક મુશ્કેલી દૂર કરવામા સહાયરૂપ થઈ પડવા માટે ગામડું છોડી અમદાવાદ શહેરમા આવી ધંધો કરવા લાગ્યા તેઓને વ્યાયામનો અને તેમાય ખાસ કરીને યોગીક વ્યાયામ, આસનો તથા યોગીક પ્રયોગોનો મારો શોખ હતો અને તેમા તેમણે ઘણીજ કુશળતા મેળવી હતી. તેઓને હિંદુત્વનું ખૂબ અભિમાન હતું અને સાથે સાથે આઝાદીને માટે ઝુઝતી કોંગ્રેસના પણ તેઓ ચુસ્ત અનુયાયી હતા ઇ સ ૧૯૩૦ ની ચળવળમા અગત્યનો ભાગ ભજવી કોંગ્રેસ પ્રત્યેની વફાદારી તેમણે મનાવી આપી હતી અને આ રીતે તેઓ એક જુના સેવક અને લડવૈયા હતા સમાજ સેવાનો પણ તેમને એટલોજ નાદ હતો. સ્વામી શ્રદ્ધાનંદ સરસ્વતીના પણ તેઓ ચુસ્ત અનુયાયી હતા અને તેમણે બ્રિટીશ સલ્તનતના અત્યાચારો સામેની લડતમા અગ્રભાગ ભજવી સાબિત કર્યું હતું યોગીક વ્યાયામ અને સમાજ સેવાની ઉપાસના એટલી તાન હતી કે લગ્ન કરી બંધનમા પડવાનું તેમને પસંદ નહતું અને તેથી તેઓ ૩૦ ઉમરે શહીદ થયા ત્યા સુધી આજન્મ-અવિવાહિતજ રહ્યા હતા અન્યાય અને અનાચારના તેઓ કટ્ટર વિરોધી હતા અને જીવનની છેલ્લી પળો સુધી પણ તેનો સામનો કરવા તત્પર રહેતા અને એ ગુણોને લીધે જ '૪૨ ની લોકક્રાન્તીમા બ્રીટીશ સલ્તનતના અન્યાયી પગલા સામે એમણે મોરચા માંડયા અને બ્રીટીશરોના અન્યાય અને નિર્દોષ પ્રજા પરના અત્યાચારનો સામનો કરતા કરતા તેઓ મૃત્યુને ભેટયા. રાજનગર અમદાવાદના એ ચોથા શહીદવીર હતા. ધન્ય હો 'શહીદવીર તમારા મૃત્યુને'

પર્યટન કર્યું હતું શહીદ નંદલાલભાઈ શારદા મંદિરના ભૂતપૂર્વ શિક્ષક હતા તેમનામાં સાહસ, શૌર્ય અને હિંમત રોમે રોમ હતી અને એ સાહસ અને હિંમતથી જ તેમણે આખા દેશનો પ્રવાસ કર્યો હતો '૪૨ની સ્વાતંત્ર્ય લડતમાં શહીદવીર વિનોદ કિનારીવાળાના મૃત્યુને નજર સામે જોઈ તેમણે પાછળનું કામ વેગથી ઉપાડ્યું અને બ્રિટિશ શાહીના અન્યાયી અને અત્યાચારી વલણ સામે બંડ પોકાર્યું. સભા અને સરઘસ બંધીના કાનૂનો તોડવા માંડ્યા અને એ રીતે સત્તા ટકાવી રાખવા ધમપછાડા કરતી બ્રિટિશ સલ્તનતના પાયા હચમચાવવા માંડ્યા. સામેથી પ્રતિકાર પણ સખત થયો, પણ પરાધીનતાના વિરોધી આ વીરને તેની પડી નહોતી એને તો પોતાના જાનની પણ પરવા નહોતી. મૃત્યુ ક્યાં પળે આવશે તે કહી શકાય તેમ નહોતું, કારણ કે બ્રિટિશ સૈનિકો પડતી સલ્તનતને ટકાવી રાખવાના ધમપછાડામાં ભાન ભૂલ્યા હતા અને કોઈ-



ભારતની મુક્તિનો જંગ ખેલાઈ રહ્યો ત્યારે જયાવતીબેન સંઘવીએ પણ પોતાના મહામૂલા જીવનનું બલિદાન આપ્યું છે. સ્ત્રી દિન અંગેના સરઘસમાં સરકારે 'ટીયર ગેસ' છોડયો તેમાં આ બેન ભોગ બન્યાં અને 'ચલે જાવ' નો નાદ ગજવતાં આ બેન શાશ્વત નિંદ્રાને ખોળે પોઢયાં. તેઓ વિદ્યાર્થીની હતાં. અમદાવાદની '૪૨ ની લડતનાં પ્રથમ સ્ત્રી શહીદ હતાં. વંદન હો તેઓની શહાદતને !

જયાવતીબેન સંઘવી



મહાત્માજીનો જન્મ દિન ઉજવતાં આશાનો દિપ જલાવતાં મધુકાન્તા ડાહ્યાલાલ સોનીએ ફક્ત ૧૩ વર્ષની નાની ઉમ્મરે અમદાવાદ ખાતે તા ૨-૧૦ ૪૩ ને રોજ શહાદતને વર્યાં હતાં.

-: બાજુનો ફોટો :-
શહીદ વીરાંગના મધુકાન્તાબેનનો છે.

ફોટો:- માંડવીનીપોળ સેવાસંઘ અમદાવાદના સૌજન્યથી

कदि स्वाधिनता आवे–विनति भाई ! छानी,
अमोने ये स्मरी लेजो, जरी पल एक नानी.



શહીદવીર રમીકલાલ હકીરલાલ જાની

બ્લૉક – માદલીની પોળ સેવાસંઘ અમદાવાદના સૌજન્યથી

રમીકલાલ હકીરલાલ જાની જેઓના પિતા મૃત્યુ પામ્યા હતા. વિધવા માતાનો મદારો હતા માતાએ શિખામણ આપી ત્યારે તેઓએ જવાબ આપેલો, "મા ભોમની મુક્તિ કાજે ગોળી ખાવાની છે" અને ખરેખર અમદાવાદ ખાતે મુક્તિ સંગ્રામમા ઝુકાવ્યુ અને ૧૬ વર્ષની ઉમ્મરે તા. ૯-૧૦-૪૨ ને રોજ ગોળીથી મૃત્યુને ભેટ્યા

अहा भाग्य अभाग आ, देश आझादी मळता,
आझादी माटे, भाग्यशाळी अमो थया.

झगमके डोवरोंका हो मिगार सीने पे,
खूने खंजर को कलेजेमें म्यान करता रहो ...



ગુણવંતલાલ માણેકલાલ શાહ

બ્લોક – માદરીની પોળ મિત્રસંઘ અમદાવાદના સૌજન્યથી

ગુણવંતલાલ માણેકલાલ શાહ 'करेंगे या मरेंगे' નો નાદ સાંભળી અભ્યાસને ઉચો મૂકી, પરદેશીઓને પડકારવા કટીબદ્ધ બન્યા. શહાદતને વરેલા શહીદ રસીક જાનીને અંજલી આપતા હતા ત્યારે ગોળીથી વિંધાયા અને રસીકની પાછળ સ્વર્ગમા સિધાવ્યા રસીક અને તેઓની શહાદતથી અમદાવાદની લડતમા જુસ્સો આવ્યો. વંદન હો વીર શહીદની જોડલીને.

आप मानो न मानो खुशी आपकी,
हम मुसाफिर है कल अपने घर जायेंगे ..

ગોવર્ધનદાસ છગનલાલ ગામી સામરા ગામને છોડી તાજા જ શહેરમાં આવ્યા હતા. જીવનના બધા કોડ અધૂરા હતા. તેઓ મહત્વાકાંક્ષી અને ફના થવાની ભાવનાવાળા હતા. આઝાદીના યુદ્ધમાં રણભેરી સાંભળીને જ તેઓએ ઝંપલાવ્યું અને અમદાવાદ ખાતે ૨૦ વર્ષની ઉમ્મરે તા ૨૯ ૧૧ ૪૨ ને રોજ શહાદતને વરી અમર નામના મેળવી. વંદન હો તેમની શહાદતને!



ગોવર્ધનદાસ ગામી



નરહરિ–નંદલાલની જોડલીમાંના તેઓ એક હતા. સાથે જન્મ્યા અને સાથે જ વીર મૃત્યુને ભેટ્યા. નમન હો વીર જોડલાને!

બાજુનો ફોટો –
શહીદવીર
નરહરિભાઈનો છે

આભાર – મા. દીનકર જ
મેવાસદ અમદાવાદના
નો લેખથી



# કરમસદના શહીદવીર



શહીદવીર બાબુભાઈ

તા. ૯ મી ઓગષ્ટ ૧૯૪૨ ના રોજ પૂ. બાપુજી અને બીજા અગ્રગણ્ય નેતાઓની બ્રિટીશ સરકારે કરેલી ઓચિંતી ધરપકડથી દેશભરમાં લડતનો બુલંદ નાદ ગાજી ઉઠ્યો હતો.

ખેડા જીલ્લામાં પણ આગેવાન ગણાતા કાર્યકરોની ધરપકડ થઇ અને જનતા હડતાલ, વિરોધી સરઘસો અને ભાંગફોડના માર્ગે જઇ રહી હતી. વિદ્યાર્થીઓ શાળા, કોલેજોમાં જવાનું બંધ કરીને ટુકડીઓ દ્વારા ગામડાઓમાં સરકાર વિરોધી આંદોલન ચલાવવા જતા હતા. પોલીસોએ પણ દમન નીતિ અખત્યાર કરી હતી

કરમસદ એ ખેડા જીલ્લામાં આવેલ ગામ છે ત્યાં પણ સ્વાતંત્ર્ય સંગ્રામ ચાલતો હતો. કરમસદના યુવાનોને ગુલામીની જંજીર ખપતી ન હતી. તા. ૧૮ મી ઓગષ્ટે યુવાનોએ સરઘસ કાઢ્યું, બજારમાં પોલીસોએ તે સરઘસને રોક્યું. અને ગોળીબાર શરૂ કર્યો. સરઘસના મોખરે ચાલતા શ્રી બાબુભાઇ સોમાભાઇ પટેલ પર ગોળી આવી અને આરપાર શરીરમાં ચાલી ગઇ અને તેઓ તેજ સ્થળે શહાદતને વર્યા

તેઓનો જન્મ તા. ૧-૪-૨૧ ના રોજ થયો હતો. મૃત્યુ સમયે તેઓની ઉંમર માત્ર ૨૧ વર્ષની હતી. તેઓનો અભ્યાસ અંગ્રેજી ૭ ધોરણ સુધીનો હતો. વંદન હો ! શહીદવીર બાબુભાઇની શહાદતને !

# ...શહિદોનો સંદેશ...

(રાગ : હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ)

ન'તુ મરવુ અમોને આમ વ્હાલુ, મુક્તિ વિના !
    ન'તુ મરવુ અમારે આમ એકાએક, વ્હાલા !
મરણુ કાં ઇચ્છીએ ? ના, મા તણા મુક્તિ-કિનારા !
    બિરાદર, નૌજવાનો, કોડ સૌ અધૂરા અમારા !    (૧)

નથી પૂરૂ થયુ અમ કાર્ય એ, અધૂરૂ રહ્યુ છે !
    થયુ થોડુય ના કરવુ હતુ ઘણુયે અમારે !
અમ તોપોતણી એ આગ હૈયામાં જલે છે !
    બિરાદર, થોભ, સાંભળ આહ-ઊંડી આરઝુ એ    (૨)

હતા અમનેય વ્હાલા સુખ-વૈભવ-મહેલ-માળા !
    હતા અમનેય વ્હાલા માન ને અભિમાન-વ્હાલા !
અમોને પણ હતા જનનીતણા ખોળા હુંફાળા !
    અમોને પણ હતા બંધુ-ભગિની લાડનારા !    (૩)

પ્રિયાના પ્રેમના મિઠા-મધુર શમણા હતા, ને
    પ્રણયના કોડ સીંચ્યા કલ્પનાની ક્ષમ સુધા, ને
ગગનચુંબી મિનારા કૈં ચણ્યા'તા જીવનના !
    અમારે પે ન'તા કૈં કોડ એ દફનાવવાના !    (૪)

° ° °

પરંતુ તુચ્છ ને નાચીજ સૌ પાર્થિવ હતુ એ,
    સતત અમ કાનમાં એ ગાજતા અહ ! નાદ મ્હામે,
પીડાતી માતની જંજીરના ખણકાર બોકે !
    રીબાતી માવડીની આરઝૂ, હૈયુ વલોવે !    (૫)

જગર્જૂની હતી, અપમાનીતા અમ માત આજે !
    અહા ! એ શસ્યશ્યામલ માત, ભૂખી-સૂકી આજે,

ભરી એ આંખ આંસુથી, ખરે દર્દ દૂ નહી ગાને,
સૂખી-શીકકો, ભૂખી-દુખી ઉભી અમ માત, મ્હામે ! (૬)

નથી એ અંગ ઢાંકણું મ્હાર એને વસ્ત્ર પણ !
નથી તીજ માનુડા ઉદરના, અહ ધાન પૂરાં !
નગાયેલી-હણાએની, પગ હીન માવડી ત્યાં !
જીવનમાં રંગ-રાગો, ભોગ કે આનંદ કેવા ? (૭)

અમોએ સાંભળ્યા ત્યાં આ માતાના રૂદનના !
અમોએ સાંભળ્યા એ સાદ, અમ વ્હાલા વતનના !
સૂણ્યા પડકાર, એ પથે પડેલા અમ બિરાદરના !
ઝુકાવ્યું પથ, નહોતા કે સમય વિચારવાના ! (૮)

સૂણી'તી 'હા,' વખત વિચારવા અમ પાસ નહોતો !
પડયા'તા ઘા, વખત પાછા-ભરમ કરવાય નહોતો !
ઘડી જીવન-મરણની હોય જ્યાં, વિચાર ત્યાં ના ?
ભલે સંકટ હજારો કે ભૂતાવળના દુઃખના ! (૯)

° ° °

ભલે ઘેલા ગણો, ના મૂર્ખ, કોઈ માનશો ના !
ન જોયા આગ' આઝાદીના ત્યાં જાણશો ના !
ધીરજ બહુએ ધરેલી, ક્યાં સુધી ધરવી અમારે ?
ભલે અધીરા અમે, ઉતાવળા ગણજો જરા ના ! (૧૦)

અમારે કાજ મમતા હોય જો હૈયે જરા તો,
અગર અમકાજ હમદર્દી કદી ઉભરાય કદી તો,
અમારે અંતરે બસ, આરઝુ અમ એક આ છે
'સજાગની રાખજો અમ જ્યોત જ્યાં તક મુક્તિ ના'વે ' (૧૧)

વિસનગર —શ્રી. દેવશંકરભાઇ.



ભારત આઝાદ બન્યું....પણ....???
આઝાદી મેળવવા માટે ભારતવાસીઓએ કેવા કેવા પ્રયત્નો
કરેલા તે જાણવા વાર્તા રૂપે તૈયાર કરેલ—

# આઝાદીની કૂચ કથાઓ

[ઈ. સ. ૧૮૫૭ થી ૧૯૪૭ સુધીની આઝાદીની માહિતી
આપતી કથાઓ સાથેનો કડીબંધ સચિત્ર ઇતિહાસ]

સંપાદક. હર્ષદ પટેલ.] * [કિંમત રૂા. ૧-૮-૦

અનોખા અભિપ્રાયો મેળવી ચૂકેલ સુંદર રાષ્ટ્રીય
પ્રકાશન એક વખત જરૂર વાંચો.

—— મળવાનું ઠેકાણું ——

**અમર બાલ-પ્રકાશ મંદિર. ચિંગસપુરા, ભરૂચ.**

---

કબજીઆત નાશ માટે






શ્રેયસ ભંડાર. ઊંઝા. (ઉ. ગુજરાત)

" જે દેશમાં જે પ્રાણી ઉત્પન થયેલ તેણે તેજ દેશનુ ઔષધ હિતકારી છે "

મહર્ષિ ચરકના ઉપરના કથન અનુસાર.

તમારે કોઈ પણ દવાની જરૂર પડે ત્યારે

આપણાજ દેશની આયુર્વેદિક દવાઓ વાપરવા આગ્રહ રાખો.

# ઊંઝા ફાર્મસી લી. ઊંઝા.

**શુદ્ધ અને ઉત્તમ આયુર્વેદિક દવાઓ માટે સુપ્રસિદ્ધ છે.**

આ ફાર્મસી ૫૮ વર્ષથી આયુર્વેદિક દવાઓ બનાવી રહી છે. જેથી ૫૮ વર્ષનો અનુભવ અને તેથી પ્રાપ્ત કરેલી કાર્યકુનેહથી બનેલી આ ફાર્મસીની દવાઓ હમેશા સફળ થાય છે.

આ ફાર્મસીમા દરેક પ્રકારની આયુર્વેદિક દવાઓ મોટા જથ્થામા ઉત્તમ અને શુદ્ધ દ્રવ્યોમાથી અનુભવી અને સુશિક્ષિત નિરીક્ષકોની દેખરેખ નીચે બનાવવામા આવે છે તેની ઉત્તમ બનાવટો માટે અનેક વૈદ્ય સમ્મેલનો તથા પ્રદર્શનોમાથી સોના રૂપાના ચાંદો તથા સર્ટીફીકેટ મળેલા છે. તેમજ વૈદ્ય, ડૉક્ટર, દવાખાના, મ્યુનીસીપાલીટી તથા લોકલ બોર્ડ દવાખાના તથા જનતા છુટથી વાપરી રહી છે.

**દરેક જગ્યાએ દવાના વેપારી અમારી દવાઓ વેચે છે.**

...જરૂર પડે તમારા વેપારી પાસે...

**ઊંઝા ફાર્મસીનીજ દવાઓ માગો.**

ભારતની સ્વાતંત્ર્ય વેદી પર બલિદાન દેનાર વીર શહીદોને લાખ લાખ વંદન હો...

---


આનંદકર
ની એકજ પડીકી ખાતાં શરીરના
કોઈ પણ ભાગનું દર્દ, શરદી, મેલેરીયા
તાવ ઉપર તરતજ ફાયદો કરેછે.

## તાજી

આસામના નામાંકિત બગીચાઓની
સ્વાદિષ્ટ તાજી અને લહેજતદાર

**ચા**

છુટક તેમજ જથાબંધ કીફાયત ભાવે
ખરીદવાનુ વિશ્વાસપાત્ર સ્થળ

# ચા

## મેસર્સ ધનવંતરાય પી. એન્ડ કું.

ઠે ગાંધીચોક, ખારાકુવા સામે,
ઊંઝા. (ઉ ગુર્જરાત)

---

## જીવનની અમુલ્ય તક —

(૧) અંગ્રેજી ટાઇપ રાઇટીંગ (૨) શોર્ટ હેન્ડ પીટ મેન્મ
(૩) કોરસપોન્ડન્સ (રોનેન્ડકાય) (૪) બુક કીપીંગ (૫)
શરાફી પાકુ નામુ વગેરે વિષયો શિખવા માટે —

આજેજ નીચેની સંસ્થામા દાખલ થાઓ

**વિનોદ ઇન્સ્ટીટયુટ ઑફ કોમર્સ**

જૈન નાના દેરાસર પાસે, ઊંઝા.

---

સુંદર અને સુશોભિત

# મંડપો બાંધનાર

પ્રો:— ઇશ્વરલાલ બી. પટેલની કું.
ઠે. છીંપાવાડની બાજુમા, ઊંઝા. (ઉ ગુ)

---

તા. ક — મંડપોના સાધનો બહારથી આપવામા આવશે
બહારના ઓર્ડર ઉપર પુરતુ ધ્યાન આપવામા આવશે